પ્રકાશન નં. ●●●●● Roza na Masail

# રોઝાના મસાઈલ


લેખક : મુહમ્મદ ઈકબાલ કીલાની

ગુજરાતી અનુવાદ : મહમ્મદ જમાલ પટીવાલા



– પ્રકાશક –




ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર-ભૂજ

નૂરાની હોટલ પાસે, ડાંડા બજાર, ભૂજ (કચ્છ)

મોબાઈલ : (+91) 8401786172

# અનુક્રમણિકા





**યા ઈલાહુલ આલમીન !**

તારો એક મજબૂર અને ગુનેગાર બંદો

પોતાના માતા-પિતા, સગાસંબંધીઓ અને વફાદાર મિત્રો તરફથી

આ નિષ્ઠાપૂર્ણ નજરાણું તારા સામે

એ આશાથી પ્રસ્તુત કરે છે કે,

દરેક મુસલમાનની જીભ

**કાલલ્લાહુ તઆલા અને કાલર્રસૂલુ સલ્લલ્લાહુ અલૈહિ વ-સલ્લમ**

ના શબ્દોથી પરિચિત થઈ જાય.

**"હે અલ્લાહ ! આનો સ્વીકાર કર."**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
(અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને અત્યંત દયાળુ છે.)

# પ્રકાશક તરફથી

રોઝા ઈસ્લામના પાંચ બુનિયાદી અરકાન (સ્તંભો)માંથી એક રુક્ન (સ્તંભ) છે, જે દરેક મુસલમાન ઉપર દર વર્ષે આખા રમઝાનના મહિનામાં રાખવા ફર્ઝ (ફરજિયાત) છે. 'રોઝાના મસાઈલ'માં રોઝાની અનિવાર્યતા, મહત્ત્વ, શ્રેષ્ઠતા વગેરે તમામ નાના-મોટા મસાઈલ (મામલાઓ) કિતાબ (કુર્આન) અને સુન્નતના પ્રકાશમાં સંકલિત કરવામાં આવ્યા છે.

પુસ્તકના લેખક જમાઅતના પ્રસિદ્ધ વિદ્વાન આદરણીય મૌલાના મુહમ્મદ ઈકબાલ કીલાની સાહેબ છે. તેઓ ઈલ્મી પરિવારના સુપુત્ર છે. તેમણે 'તફહીમુસ્સુન્નહ'ના નામથી દીનના બુનિયાદી પાંચ અરકાન અને અન્ય અહકામ અને મસાઈલ પર અત્યંત લાભદાયક અને સામાન્ય માણસ સમજી શકે એવા પુસ્તકો લખ્યા છે. 'તફહીમુસ્સુન્નહ'ની આ લેખમાળા સામાન્ય અને વિશિષ્ટ લોકોમાં લોકપ્રિયતા પ્રાપ્ત કરી ચૂકી છે. મૌલાના મુહમ્મદ ઈકબાલ કીલાની સાહેબના પુસ્તકોમાં અનેક વિશેષતાઓ છે, જેમાં નોંધપાત્ર અને મહત્ત્વની વાત એ છે કે દરેક પુસ્તક કુર્આન અને સુન્નતથી સુશોભિત, સાફ અને સ્પષ્ટ સાદી ભાષા અને સકારાત્મક શૈલીની સાથે મુનાઝરા (તાર્કિક વાદ-વિવાદ)ના રંગથી મુક્ત છે.

'તફહીમુસ્સુન્નહ'ના ક્રમમાં આ નવમું પુસ્તક 'રોઝાના મસાઈલ' તમારા હાથમાં છે. અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે તેના અધ્યયનથી તમને રોઝાના મસાઈલનો પરિચય પ્રાપ્ત થશે, ઈન્-શા અલ્લાહ. ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર-ભૂજ તરફથી 'તફહીમુસ્સુન્નહ'ના સેટમાંથી એક-પછી-એક તમામ પુસ્તકો પ્રકાશિત કરવાનું આયોજન છે. અમે મૌલાના મુહમ્મદ ઈકબાલ કીલાની સાહેબના અત્યંત આભારી છીએ કે તેમણે પોતાના પુસ્તકોને ગુજરાતીમાં પ્રકાશિત કરવાની પરવાનગી આપી. અલ્લાહ રબ્બુલ આલમીન તેમને સવાબથી નવાજે અને મુસલમાનોને આ પુસ્તકોથી વધારેમાં વધારે લાભ પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય પ્રદાન કરે.

**— પ્રકાશક**
(ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર-ભૂજ)

قال رسول الله ﷺ

# مَنْ اَطَاعَنِىْ دَخَلَ الْجَنَّةَ۔

(رواہ البخاری)

—◦★◦——◦★◦——◦★◦——◦★◦—

રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું :

## “જેણે મારું અનુસરણ કર્યું તે જન્નતમાં દાખલ થશે.”

(આને બુખારીએ રિવાયત કરેલ છે.)

# પ્રસ્તાવના

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને અત્યંત દયાળુ છે.)

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ، وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْنَ
وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ، أَمَّا بَعْدُ:

રમઝાન કુર્આન નાઝિલ થવાનો મહિનો, અલ્લાહ ત્આલાની વિશેષ રહમતો અને બરકતોનો મહિનો, સબ્રનો મહિનો, રોજીને છુટા હાથે દાન કરવાનો મહિનો, એક-બીજાનું ભલું ચાહવાનો મહિનો, જન્નતમાં દાખલ થવા અને જહન્નમથી મુક્તિ પ્રાપ્ત કરવાનો મહિનો. રમઝાન સમગ્ર દુનિયાના મુસલમાનોના ઝિક્ર (અલ્લાહનું વારંવાર સ્મરણ કરવું) અને ફિક્ર (અલ્લાહ માટે ચિંતન-મનન કરવું), તસ્બીહ (અલ્લાહના ગુણગાન કરવા) અને તહલીલ (અલ્લાહ તરફ એક-ધ્યાન થવું), તિલાવત અને નવાફિલ, સદકા અને ખૈરાત અર્થાત્ દરેક પ્રકારની ઇબાદતની એક વિશ્વવ્યાપી વસંતની મોસમ; જેનાથી દુનિયાનો પ્રત્યેક મુસલમાન પોત-પોતાના ઈમાન અને તકવા (ઈશભયની ભાવના)થી સંબંધિત હિસ્સો મેળવીને હૃદયનું સુખ અને આંખોની ઠંડક પ્રાપ્ત કરે છે.

ઇબાદતની આ વસંતને જેણે બરાબર જોવી હોય તે આ મહિનાના બરકતોવાળા દિવસ-રાતમાં પ્રતિષ્ઠિત અને ગૌરવશાળી ઘર બૈતુલ્લાહ શરીફમાં જઈને જુએ, જ્યાં દિવસે ઝિક્ર અને ફિક્રની મહેફિલો, તિલાવતે કુર્આનની મજલિસો, અહકામ અને મસાઈલના હલકાઓ, તવાફ કરનારાઓની ભીડ તથા રાત્રે રૂહને તડપાવી દેનાર અને ઈમાનને મજબૂત કરવાવાળા તરાવીહના દૃશ્યો કેવી રીતે ગુનેગારથી ગુનેગાર માણસના દિલમાં પણ ઇબાદતનો શોખ પેદા કરી દે છે. રમઝાનુલ મુબારકના અંતિમ ભાગ (૨૧ થી ૩૦ રમઝાન સુધી)માં હરમ શરીફમાં હાજરીથી રોનક બે-ગણી થઈ જાય છે. જરા કલ્પના કરો – મતાફ (બૈતુલ્લાહ શરીફની આસપાસ તવાફ કરવાની જગ્યા)નો થોડોક ભાગ છોડીને બાકીનો આખો મતાફ, મસ્જિદે હરામના આખા વિશાળ અને પહોળી ગોળ પડાળ, પહેલો માળ અને તેના ઉપર છતની તમામ જગ્યાઓ ખીચોખીચ ભરેલી છે. ક્યાંય પણ તલ મૂકવાની જગ્યા નથી, અડધી રાત્રિની શાંતિમય અને મૌન ક્ષણો, સામે કાળા રેશમી ગિલાફમાં લપેટાયેલ-ઢંકાયેલ બૈતુલ્લાહની બુલંદ વિશાળ ઇમારત અને ખુલ્લું આકાશ અને વાતાવરણના વિશાળ દુન્યવી આકાશ પર અલ્લાહ રબ્બુલ આલમીનના પ્રગટ થવાની કલ્પના ! નૂર પર નૂર અને ઓજસ્વીતાના આ રૂહાની માહોલમાં ઇમામે-હરમ તિલાવતે કુર્આને પાક કરે છે તો એવું લાગે છે કે જાણે કુર્આન

અત્યારે જ નાઝિલ થઈ રહ્યું છે ! ઈમામે-કાબાનો દર્દભર્યો અવાજ ગૂંજે છે, તો એવું લાગે છે કે જાણે માહોલને ચીરતો સીધો અર્શે-ઈલાહી પર ટકોરા આપી રહ્યો છે !

رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَآ إِصْرًا كَمَا حَمَلْتَهُۥ عَلَى ٱلَّذِينَ مِن قَبْلِنَا ۚ
رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهِۦ ۖ وَٱعْفُ عَنَّا وَٱغْفِرْ لَنَا وَٱرْحَمْنَآ ۚ
أَنتَ مَوْلَىٰنَا فَٱنصُرْنَا عَلَى ٱلْقَوْمِ ٱلْكَٰفِرِينَ ﴿٢٨٦﴾

''હે અમારા રબ ! અમારા ઉપર એ બોજ ન નાખ જેને ઉઠાવવાની શક્તિ અમારામાં નથી. અમારા ગુનાઓને માફ કર, અમારાથી દરગુજર ફરમાવ, અમારા પર દયા કર, તું જ અમારો માલિક છે, કાફિરોના મુકાબલામાં અમારી મદદ કર.''
(સૂરઃ બકરહ, આ. ૨૮૬)

رَبَّنَا وَءَاتِنَا مَا وَعَدتَّنَا عَلَىٰ رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ ٱلْقِيَٰمَةِ ۗ
إِنَّكَ لَا تُخْلِفُ ٱلْمِيعَادَ ﴿١٩٤﴾

''હે અમારા રબ ! પોતાના રસૂલો દ્વારા, જે ઈનામોનો તેં અમારાથી વાયદો કર્યો છે અમને તે ઈનામો પ્રદાન કર અને કયામતના દિવસે અમને લજ્જિત ન કર. નિઃશંક, તું પોતાના વાયદાનું ઉલ્લંઘન નથી કરતો.'' (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૯૪)

اَللّٰهُمَّ اقْسِمْ لَنَا مِنْ خَشْيَتِكَ مَا تَحُوْلُ بِهٖ بَيْنَنَا وَبَيْنَ مَعَاصِيْكَ.

''હે અલ્લાહ ! તું અમને પોતાના તરફથી એટલો ભય પ્રદાન કર જેનાથી તું અમારા અને ગુનાઓ વચ્ચે અવરોધ બની જાય.''

ખત્મે-કુર્આન વખતે વિશેષ દુઆઓ માટે ઈમામે-હરમ જ્યારે અલ્લાહ સમક્ષ હાથ ફેલાવીને ઊભા થાય છે, તો આખું હરમ ઊંડી આહો, વિલાપ અને ડૂસકાઓમાં ડૂબી જાય છે. ઈમામે-હરમનો આજીજી અને વિનમ્રતાથી ભરેલ આંસુઓમાં ભીંગેલો અવાજ રોકાઈ-રોકાઈને સંભળાય છે –

اَللّٰهُمَّ رَبَّنَا لَا تَرُدَّنَا خَائِبِيْنَ.

''હે અલ્લાહ ! હે અમારા પાલનહાર ! અમને નિરાશ અને બદનસીબ પાછા ન મોકલ.''

પછી આ જ હાલતમાં પોતાના માટે અને પોતાના ઘરવાળાઓ માટે દુઆઓ, સમગ્ર દુનિયાના મુસલમાનો માટે દુઆઓ, ઈસ્લામના મુજાહિદો માટે દુઆઓ, મુસ્લિમ દેશોના શાસકો માટે દુઆઓ, મુસ્લિમ નવયુવાનો માટે દુઆઓ, ઈસ્લામની સર્વોપરિતા

માટે દુઆઓ, જીવંત અને મૃત તમામ મુસલમાનોની માફી અને બક્ષિસની દુઆઓ માંગવામાં આવે છે. મન થાય છે કે કદાચ, આ અનમોલ પળો અને મુબારક ક્ષણો લાંબી થઈ જાય ! આ અમૂલ્ય દોલત જેવી આ પળ, કોણ જાણે કયા ભાગ્યશાળીને ફરી મળે ! દિલ સાક્ષી આપે છે કે અલ્લાહ કરીમની પરમ્ કૃપાળુ (રહમાન) અને પરમ્ દયાળુ (રહીમ) હસ્તી પોતાના પ્રિય મોહતાજ અને ગરીબ બંદાઓને ખૂબ પ્રેમથી, ફઝ્લો-કરમની નજરે જોઈ રહી છે. ખાલિક (સર્જનહાર) અને મખ્લૂક (સર્જન) વચ્ચે કોઈ પરદો નથી, અને ખાલિક પોતાની મખ્લૂકે ફેલાવેલ દામન અને હાથોને ક્યારેય પણ ખાલી પાછા નહીં જવા દે. ઉપાસના અને સાધનાની આ ચાહત અને લગન તથા ઈમાન અને વિશ્વાસની આ હાલત ઈબાદતની આ જ વસંતથી સંબંધ રાખે છે.

ઈબાદતના આ સમગ્ર આયોજનનો ઉદ્દેશ્ય અને હેતુ શું છે ? અલ્લાહ તૂઆલાએ કુર્આન-મજીદમાં સ્વયં તેનું સ્પષ્ટીકરણ કરી દીધું છે – ''હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા ઉપર રોઝા એ જ પ્રમાણે અનિવાર્ય કરવામાં આવ્યા છે જે પ્રમાણે તમારાથી પહેલાંની ઉમ્મતો ઉપર અનિવાર્ય કરવામાં આવ્યા હતા, જેથી તમે મુત્તકી (ગુનાઓથી બચવાવાળા) બનો.'' (સૂરઃ બકરહ, આ.૧૮૩) રસૂલે અકરમ ﷺએ પણ રોઝાના હેતુનું વર્ણન કરતાં ફરમાવ્યું, રોઝા ગુનાઓથી બચવાની ઢાલ છે. રોઝાદાર અશ્લીલ વાતો અને કોઈ નિર્લજ્જ કાર્ય ન કરે, જો કોઈ વ્યક્તિ ગાળ-અપશબ્દો અને લડાઈ-ઝઘડા પર ઉતરી આવે તો કેવળ એટલું કહી દે, ''હું રોઝાથી છું.'' (બુખારી શરીફ) નિઃસંદેહ, નેકી કરવી એ ખૂબ મોટા અજ્ર (બદલા, ઇનામ) અને સવાબ (પુણ્ય)નું કારણ છે, પરંતુ નેકી કરવાની સાથે-સાથે બૂરાઈથી બચવું એનાથી પણ વધારે મહત્ત્વનું લાગે છે, જેનું સ્પષ્ટીકરણ મુસ્લિમ શરીફની આ હદીસથી થાય છે, જેમાં રસૂલે અકરમ ﷺએ સહાબા કિરામ رضي الله عنهمને પૂછ્યું, ''જાણો છો નિર્ધન કોણ છે ?'' સહાબા કિરામ رضي الله عنهمએ નિવેદન કર્યું, જેના પાસે દિરહમ અને દીનાર ન હોય એ નિર્ધન છે. આપ ﷺએ ફરમાવ્યું, ''મારી ઉમ્મતનો નિર્ધન એ છે જે કયામતના દિવસે નમાઝ, રોઝા અને ઝકાત જેવા કાર્યો લઈને આવશે, પરંતુ કોઈને ગાળ બોલી હશે, કોઈના પર તોહમત મૂકી હશે, કોઈનો માલ ખાધો હશે, કોઈની હત્યા કરી હશે; તેથી તેની નેકીઓ પીડિતોમાં વહેંચી દેવામાં આવશે. જો નેકી સમાપ્ત થઈ ગઈ તો પીડિતોના ગુનાઓ તેના કર્મ-પત્રમાં નાખવાનું શરૂ કરી દેવામાં આવશે, ત્યાં સુધી કે તેને જહન્નમમાં નાખી દેવામાં આવશે.'' આ હદીસે-પાકથી એ અનુમાન કરવું મુશ્કેલ નથી કે બૂરાઈઓ, ચાહે નાની હોય કે મોટી, તેનાથી બચવું કેટલું જરૂરી છે. રમઝાનુલ મુબારકનો મહિનો આ દૃષ્ટિએ ખૂબ મહત્ત્વ ધરાવે છે કે તેનો ઉદ્દેશ્ય જ ગુનાઓથી બચવાનું પ્રશિક્ષણ આપવાનો છે. આ ઉદ્દેશ્યની પ્રાપ્તિ માટે શૈતાનોને બાંધી દેવામાં આવે છે, જેથી જે વ્યક્તિ ગુનાઓથી

રોકાઈ જવા અને બચવા માગતો હોય તેને કોઈ રુકાવટનો અનુભવ ન થાય. વાત એ છે કે રહમતો અને બરકતોના આ પવિત્ર મહિનામાં થોડી કોશિશ અને ઈરાદો કરવાથી દરેક વ્યક્તિનું મન નેકી તરફ ઝુકવા અને ગુનાઓથી બચવા તૈયાર થઈ જાય છે. તો જે વ્યક્તિ મહિનાભર દિવસે ખાવા-પીવાનું છોડવાની સાથે-સાથે અલ્લાહ સમક્ષ પોતાના અગાઉના ગુનાઓ પર પશ્ચાતાપ કરીને સાચા હૃદયની સાથે તૌબા કરે અને હવે પછી દરેક પ્રકારના ગુનાઓથી બચવાનો પાકો ઈરાદો કરી લે, તેણે જાણે રોઝાના ઉદ્દેશ્યને પામી લીધો અને રમઝાનની બરકતોથી તેણે ભરપૂર હિસ્સો મેળવી લીધો.

આ પુસ્તકમાં અમે એ મસાઈલ એકત્ર કર્યા છે, જે સહીહ હદીસોથી સાબિત છે. પહેલા સંસ્કરણમાં કેટલાક મિત્રોએ કેટલીક હદીસો તરફ ધ્યાન દોર્યું, જે ઝઈફ હતી. વર્તમાન સંસ્કરણમાં તેને કાઢી નાખવામાં આવી છે. હવે એ તમામ હદીસો હસન કે સહીહ દરજ્જાની છે. ઈન્-શા અલ્લાહ, મસાઈલના મામલામાં પહેલા સંસ્કરણમાં કમી અનુભવાતી હતી, તેથી વર્તમાન સંસ્કરણમાં બીજા ઘણા જરૂરી મસાઈલમાં વધારો કરી દેવામાં આવ્યો છે. અમલ કરવાવાળાઓ તરફથી કોઈપણ નાની કે મોટી ભૂલ તરફ નિર્દેશ અંગે અમે તેમનો હૃદયપૂર્વક આભાર માનીશું.

પુસ્તકના અંતે રોઝા વિશે કેટલીક ઝઈફ કે મૌજૂઅ (મનઘડંત, કૃત્રિમ) હદીસો પણ આપવામાં આવી છે. જો કે આવી તમામ હદીસો તર્ગીબ (નેક કાર્યો તરફ આકૃષ્ટ કરવા) કે તર્હીબ (કોઈ ગુનાના પરિણામથી ડરાવવા) વિશે છે, પરંતુ હકીકત એ છે કે કોઈપણ અમલની એ ફઝીલત (શ્રેષ્ઠતા) જે રસૂલે અકરમ ﷺથી સાબિત ન હોય, ચાહે તે ગમે તેટલી તર્ગીબ અપાવવાવાળી કેમ ન હોય; એ જ પ્રમાણે એ તર્હીબ જે રસૂલે અકરમ ﷺથી સાબિત ન હોય, ચાહે તે ગમે તેટલી ગુનાથી રોકવા અને ડરાવવા માટે કેમ ન હોય, દીનનો ભાગ નથી બની શકતા.

દરેક અમલના તર્ગીબ કે તર્હીબ વિશે રસૂલે અકરમ ﷺના પોતાના ઈરશાદો છે, તેના પર કોઈપણ પ્રકારનો વધારો કરવો અલ્લાહ તઆલાના આદેશ – ''મુસલમાનો, અલ્લાહ અને તેના રસૂલથી આગળ ન વધો...'' (સૂરઃ હુજુરાત, આ. ૧)ની નાફરમાનીમાં જ હશે. તેથી જે હદીસ વિશે સ્પષ્ટ થઈ જાય કે તે ઝઈફ-મૌજૂઅ છે, ચાહે અર્થની રીતે તે હદીસ સહીહ હદીસોના નજીક જ કેમ ન હોય, તેને વર્ણવવી ન જોઈએ.

અમારી આ બધી મહેનત અને પ્રયાસનો ઉદ્દેશ્ય કેવળ એ છે કે સામાન્ય લોકોમાં પ્રત્યક્ષ રૂપે હદીસ શરીફ વાંચવા અને જાણવાનો શોખ ઉત્પન્ન થાય અને માત્ર સાંભળેલી કે હવાલા-સંદર્ભ વગરની વાંચેલી વાતો પર અમલ કરવાના બદલે હદીસે-રસૂલ ﷺને પોતાના અમલની બુનિયાદ બનાવવાનો વિચાર અને માનસિકતા પ્રચલિત બને. તમામ

મુસલમાનોના નજીક દીન માત્ર અને માત્ર એ જ છે જેનો અલ્લાહ તઆલા કે તેના રસૂલ ﷺએ આદેશ આપ્યો અથવા જેના પર સ્વયં રસૂલે અકરમ ﷺએ આચરણ કરીને બતાવેલ છે, અને જેને કરવાની પરવાનગી આપી છે. આ જ બુનિયાદી સિદ્ધાંતને સામે રાખીને અમે દીની મસાઈલોને સહીહ હદીસોના હવાલાથી સુંદર અને સાદી શૈલીમાં પ્રકાશિત કરવાનો નિર્ણય કર્યો છે. 'કિતાબુસ્સિયામ' પુસ્તક આ અનુસંધાનનો પહેલો પ્રયાસ હતો, જે ૧૪૦૫ હિજરીમાં કુર્આન ઉતરવાના મુબારક મહિનામાં જ પહેલી વાર છપાયું. આ નેક કાર્યમાં આરંભથી અંત સુધી જે-જે લોકોએ સહયોગ કર્યો છે, અમે તેમનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

અમે અમારા વાસ્તવિક માલિક અલ્લાહ તઆલાની સામે અમારું માથું નમાવીએ છીએ કે તેણે અમારી નબળાઈઓ છતાં આ પુસ્તકને છાપવાનું સૌભાગ્ય પ્રદાન કર્યું. જો તેની કૃપા અને સૌભાગ્ય અને મહેરબાની સાથે ન હોત તો આ પુસ્તક તૈયાર ન થઈ શકતું.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ
وَتُبْ عَلَيْنَا إِنَّكَ أَنْتَ التَّوَّابُ الرَّحِيمُ.

**– મુહમ્મદ ઈકબાલ કીલાની**

# فَرْضِيَّةُ الصِّيَامِ

# રોઝાની અનિવાર્યતા

<u>**મસ્લા-૧ :**</u> રોઝા ઈસ્લામના બુનિયાદી ફરાઈઝ (ફરજિયાત કાર્યો)માંથી એક ફર્ઝ છે.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ بُنِيَ الْاِسْلَامُ عَلٰى خَمْسٍ شَهَادَةِ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللهُ وَ اَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللهِ، وَاِقَامِ الصَّلَاةِ وَاِيْتَاءِ الزَّكَاةِ وَالْحَجِّ وَ الصَّوْمِ رَمَضَانَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ઈસ્લામની બુનિયાદ પાંચ વસ્તુઓ પર છે – (૧) કલિમએ શહાદત, (૨) નમાઝ કાયમ કરવી, (૩) ઝકાત અદા કરવી, (૪) હજ્જ, અને (૫) રમઝાનના રોઝા રાખવા. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه اَنَّ اَعْرَابِيًّا اَتَى النَّبِيَّ ﷺ فَقَالَ دُلَّنِيْ عَلٰى عَمَلٍ اِذَا عَمِلْتُهٗ دَخَلْتُ الْجَنَّةَ. قَالَ : تَعْبُدُ اللهَ لَا تُشْرِكُ بِهٖ شَيْئًا وَ تُقِيْمُ الصَّلَاةَ الْمَكْتُوْبَةَ تُؤَدِّيْ الزَّكَاةَ الْمَفْرُوْضَةَ وَ تَصُوْمُ رَمَضَانَ. قَالَ : فَوَالَّذِيْ نَفْسِيْ بِيَدِهٖ لَا اَزِيْدُ عَلٰى هٰذَا فَلَمَّا وَلّٰى. قَالَ النَّبِيُّ ﷺ : مَنْ سَرَّهٗ اَنْ يَنْظُرَ اِلٰى رَجُلٍ مِنْ اَهْلِ الْجَنَّةِ فَلْيَنْظُرْ اِلٰى هٰذَا. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા رضي الله عنه કહે છે કે એક આરબ ગ્રામવાસી નબી અકરમ ﷺની સેવામાં હાજર થયો અને નિવેદન કર્યું : ''મને કોઈ એવો અમલ બતાવો જે કરવાથી હું જન્નતમાં દાખલ થઈ જાઉં.'' આપ ﷺએ ફરમાવ્યું : ''અલ્લાહ તઆલાની ઈબાદત કર, તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવ, ફર્ઝ નમાઝ કાયમ કર, ફર્ઝ ઝકાત અદા કર અને રમઝાનુલ મુબારકના રોઝા રાખ.'' તેણે કહ્યું : ''અલ્લાહના સોગંદ ! હું આનાથી વધારે કંઈ જ નહીં કરું.'' જ્યારે એ માણસ પાછો ફર્યો તો આપ ﷺએ ફરમાવ્યું : ''જેને જન્નતી માણસ જોવો હોય તો તે આને જોઈ લે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૨]



૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૯.

૨. મુખ્તસર સહીહ બુખારી લિલ ઝુબૈદી, હ. ૭૦૪.

# فَضْلُ الصَّوْمِ

# રોઝાની ફઝીલત (શ્રેષ્ઠતા)

**મસ્લા-૨ :** રમઝાનુલ મુબારક શરૂ થતાં જ જન્નતના દરવાજા ખુલી જાય છે અને જહન્નમના દરવાજા બંધ કરી દેવામાં આવે છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ اِذَا دَخَلَ رَمَضَانُ فُتِّحَتْ اَبْوَابُ السَّمَاءِ وَغُلِّقَتْ اَبْوَابُ جَهَنَّمَ وَسُلْسِلَتِ الشَّيَاطِيْنُ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું : ''જ્યારે રમઝાન આવે છે, તો આકાશના દરવાજા ખોલી દેવામાં આવે છે, જહન્નમના દરવાજા બંધ કરી દેવામાં આવે છે. અને શૈતાનોને કેદ કરી દેવામાં આવે છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૩ :** રમઝાનમાં ઉમરહનો સવાબ હજ્જના બરાબર મળે છે.

عَنْ عَطَاءٍ ﷺ قَالَ سَمِعْتُ ابْنَ عَبَّاسٍ ﷺ يُحَدِّثُنَا قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ لِامْرَاَةٍ مِنَ الْاَنْصَارِ سَمَّاهَا ابْنُ عَبَّاسٍ ﷺ فَنَسِيْتُ اسْمَهَا - مَا مَنَعَكِ اَنْ تَحُجِّيْ مَعَنَا؟ قَالَتْ : لَمْ يَكُنْ لَنَا اِلَّا نَاضِحَانِ فَحَجَّ اَبُوْ وَلَدِهَا وَابْنُهَا عَلٰى نَاضِحٍ وَ تَرَكَ لَنَا نَاضِحًا نَنْضَحُ عَلَيْهِ، قَالَ : فَاِذَا جَاءَ رَمَضَانُ فَاعْتَمِرِيْ فَاِنَّ عُمْرَةً فِيْهِ تَعْدِلُ حَجَّةً. (رَوَاهُ الْمُسْلِمُ)

હઝરત અતા કહે છે, મેં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી સાંભળ્યું કે રસૂલુલ્લાહ ﷺએ અન્સારની એક મહિલા (ઉમ્મે સનાન)ને ફરમાવ્યું, હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺએ એ મહિલાનું નામ પણ લીધું, પણ હું ભૂલી ગયો છું, ''તમે અમારા સાથે હજ્જ માટે કેમ નથી આવતા ?'' મહિલાએ અરજ કરી, ''અમારા પાસે માત્ર બે જ ઊંટ હતા, એક ઉપર મારા પતિ અને પુત્ર બંને હજ્જ માટે ગયા છે, હવે એક ઘરમાં છે જેના ઉપર અમે પાણી વગેરે લાવીએ છીએ.'' રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''સારું, જયારે રમઝાન આવે, તો ઉમરહ કરી લેજો, તેનો સવાબ પણ હજ્જના બરાબર છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

---

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૫૨.

૨. કિતાબુલ હજ્જ, પ્રકરણ : ફઝ્લ ઉમરા ફી રમઝાન.

**મસ્લા-૪ :** રોઝા કયામતના દિવસે રોઝાદારની સિફારીશ (ભલામણ) કરશે.

عَنْ عَبْدِاللّٰهِ بْنِ عَمْرٍو ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ: اَلصِّيَامُ وَالْقُرْآنُ يَشْفَعَانِ لِلْعَبْدِ يَوْمَ الْقِيَامَةِ يَقُوْلُ الصِّيَامُ اَىْ رَبِّ مَنَعْتُهُ الطَّعَامَ وَالشَّهْوَةَ فَشَفِّعْنِىْ فِيْهِ، وَيَقُوْلُ الْقُرْآنُ مَنَعْتُهُ النَّوْمَ بِاللَّيْلِ فَشَفِّعْنِىْ فِيْهِ قَالَ: فَيُشَفَّعَانِ.

(رَوَاهُ اَحْمَدُ وَ الطَّبْرَانِىُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''રોઝા અને કુર્આન કયામતના દિવસે બંદા માટે સિફારીશ કરશે. રોઝા કહેશે, 'હે અમારા રબ ! મેં આ બંદાને ખાવા-પીવા અને પોતાની ઇચ્છા (પૂરી કરવાથી) રોકી રાખ્યા, તેથી આના માટે મારી સિફારીશ કબૂલ કર.' કુર્આન કહેશે, 'હે મારા રબ ! મેં આ બંદાને રાત્રે (કયામ માટે) ઊંઘવાથી રોકી રાખ્યો, તેથી તેના માટે મારી સિફારીશ કબૂલ કર.' તે રીતે બંનેની સિફારીશ કબૂલ કરવામાં આવશે.'' આને અહમદ અને તબરાનીએ રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૫ :** રોઝાનો અજ્ર (વળતર, ઇનામ) અમાપ છે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ ﷺ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ: قَالَ اللّٰهُ عَزَّ وَ جَلَّ: كُلُّ عَمَلِ ابْنِ آدَمَ لَهُ اِلَّا الصِّيَامَ، فَاِنَّهُ لِىْ وَ اَنَا اَجْزِىْ بِهٖ وَ الصِّيَامُ جُنَّةٌ فَاِذَا كَانَ يَوْمُ صَوْمِ اَحَدِكُمْ، فَلَا يَرْفُثْ يَوْمَئِذٍ وَلَا يَصْخَبْ، فَاِنْ سَابَّهُ اَحَدٌ اَوْ قَاتَلَهُ فَلْيَقُلْ: اِنِّىْ امْرُؤٌ صَائِمٌ وَالَّذِىْ نَفْسُ مُحَمَّدٍ بِيَدِهٖ لَخُلُوْفُ فَمِ الصَّائِمِ، اَطْيَبُ عِنْدَ اللّٰهِ يَوْمَ الْقِيَامَةِ، مِنْ رِيْحِ الْمِسْكِ وَلِلصَّائِمِ فَرْحَتَانِ يَفْرَحُهُمَا، اِذَا اَفْطَرَ فَرِحَ بِفِطْرِهٖ، وَاِذَا لَقِىَ رَبَّهُ فَرِحَ بِصَوْمِهٖ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ તઆલા ફરમાવે છે કે આદમની સંતાનનો દરેક અમલ તેના માટે છે સિવાય રોઝાના. રોઝા મારા માટે છે અને હું જ તેનું ઇનામ આપીશ અને રોઝા (આગથી) ઢાલ છે, તેથી જે દિવસે તમારામાંથી કોઈનો રોઝો હોય અશ્લીલ વાતો ન કરે અને અપશબ્દો ન કહે અને જો કોઈ બીજો માણસ ગાળાગાળી કરે અથવા લડાઈ કરે તો રોઝાદારે (માત્ર એટલું કહેવું જોઈએ કે) હું રોઝાદાર છું. એ હસ્તીના સોગંદ જેના હાથમાં મુહમ્મદના પ્રાણ છે,

૧. સહીહ તર્ગીબ વત્-તર્હીબ, લિલ અલબાની, ભા-૧, હ. ૯૭૩.

રોઝાદારના મોઢાની ખુશ્બૂ કયામતના દિવસે અલ્લાહ તઆલાને મુશ્ક (કસ્તૂરી)ની ખુશ્બૂથી વધારે પ્રિય હશે. રોઝાદાર માટે બે ખુશીઓ છે જેનાથી તે સુખ-વૈભવ પ્રાપ્ત કરશે. એક, જ્યારે તે રોઝો ઇફતાર કરે છે તો ખુશ થાય છે. બીજી, જ્યારે તે પોતાના રબથી મળશે અને રોઝાના બદલામાં પોતાના રબથી ઇનામ મેળવશે, તો ખુશ થશે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૬ :** રોઝાદાર માટે જન્નતમાં એક ખાસ દરવાજો બનાવવામાં આવ્યો છે, જેનું નામ 'રિયાન' છે.

عَنْ سَهْلِ بْنِ سَعْدٍ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ اِنَّ فِي الْجَنَّةِ بَاباً يُقَالُ لَهَا الرَّيَّانُ، يَدْخُلُ مِنْهُ الصَّائِمُوْنَ يَوْمَ الْقِيَامَةِ لَا يَدْخُلُ مِنْهُ اَحَدٌ غَيْرُهُمْ . (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત સહલ બિન સાઅદ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જન્નતમાં એક દરવાજો છે જેનું નામ 'રિયાન' છે, જેમાંથી કયામતના દિવસે રોઝાદાર પસાર થશે. તેમના સિવાય આ દરવાજામાંથી કોઈ અન્ય વ્યક્તિ પસાર નહીં થાય.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૭ :** રમઝાનના આખા મહિનામાં અલ્લાહ તઆલા લોકોને જહન્નમથી મુક્તિ આપે છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ عَنْ رَسُوْلِ اللهِ ﷺ قَالَ اِذَا كَانَتْ اَوَّلُ لَيْلَةٍ مِنْ رَمَضَانَ، صُفِّدَتِ الشَّيَاطِيْنُ وَ مَرَدَةُ الْجِنِّ وَ غُلِّقَتْ اَبْوَابُ النَّارِ فَلَمْ يُفْتَحْ مِنْهَا بَابٌ وَ فُتِحَتْ اَبْوَابُ الْجَنَّةِ فَلَمْ يُغْلَقْ مِنْهَا بَابٌ، وَنَادَى مُنَادٍ: يَا بَاغِيَ الْخَيْرِ اَقْبِلْ وَ يَا بَاغِيَ الشَّرِّ اَقْصِرْ وَلِلّٰهِ عُتَقَاءُ مِنَ النَّارِ وَذَالِكَ فِيْ كُلِّ لَيْلَةٍ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''રમઝાનની પહેલી રાત્રે જ શૈતાનો અને વિદ્રોહી જિન્નોને બાંધી દેવામાં આવે છે. જહન્નમના બધા દરવાજા બંધ કરી દેવામાં આવે છે, તેમાંથી કોઈ એક દરવાજો પણ ખુલ્લો રહેવા દેવામાં આવતો નથી અને જન્નતના તમામ દરવાજા ખોલી દેવામાં આવે છે, તેમાંથી કોઈ એક દરવાજો પણ બંધ રહેવા દેવામાં આવતો નથી અને એક પોકારનાર (ફરિશ્તો) એલાન કરે છે, 'હે ભલાઈને ચાહવાવાળા ! આગળ વધ (અને વિલંબ ન

૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૫૭૯.
૨. લુઅલુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૦૮.

કર), હે બૂરાઈને ચાહવાવાળા ! રોકાઈ જા' અને (રમઝાનની) પ્રત્યેક રાત્રે અલ્લાહ તઆલા લોકોને જહન્નમથી મુક્ત કરે છે." આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૮ :** દરરોજ ઈફતારના સમયે અલ્લાહ તઆલા લોકોને જહન્નમથી મુક્ત કરે છે.

عَنْ جَابِرٍ رضي الله عنه قَالَ: قَالَ رَسُوْلُ اللهِ ﷺ إِنَّ لِلّٰهِ عِنْدَ كُلِّ فِطْرٍ عُتَقَاءَ وَ ذٰلِكَ فِيْ كُلِّ لَيْلَةٍ. (رَوَاهُ ابْنُ مَاجَةَ)

હઝરત જાબિર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ તઆલા દરરોજ ઈફતારના સમયે લોકોને જહન્નમથી મુક્ત કરે છે.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[2]

**મસ્લા-૯ :** રમઝાનમાં સિયામ અને કયામ કરવાવાળો કયામતના દિવસે સિદ્દીકીન અને શહીદોની સાથે હશે.

عَنْ عَمْرِو بْنِ مَرَّةَ الْجُهَنِيِّ رضي الله عنه قَالَ: جَاءَ رَجُلٌ إِلَى النَّبِيِّ ﷺ فَقَالَ: يَا رَسُوْلَ اللهِ ﷺ أَرَأَيْتَ إِنْ شَهِدْتُ أَنْ لَّا إِلٰهَ إِلَّا اللهُ، وَ أَنَّكَ رَسُوْلُ اللهِ، وَ صَلَّيْتُ الصَّلَوَاتِ الْخَمْسَ وَ أَدَّيْتُ الزَّكَاةَ، وَ صُمْتُ رَمَضَانَ، وَ قُمْتُهُ فَمِمَّنْ أَنَا؟ قَالَ مِنَ الصِّدِّيْقِيْنَ وَ الشُّهَدَاءِ. (رَوَاهُ الْبَزَّارُ وَ ابْنُ مَاجَةَ وَ ابْنُ حِبَّانَ) صحيح

''હઝરત અમ્ર બિન મર્રા જુહની ﷺથી રિવાયત છે કે એક માણસ નબી અકરમ ﷺની સેવામાં હાજર થયો અને અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! જો હું સાક્ષી આપું કે અલ્લાહ સિવાય કોઈ ઈલાહ (પૂજ્ય, ઉપાસ્ય) નથી, આપ અલ્લાહના રસૂલ છો, પાંચેય નમાઝો પઢું, ઝકાત અદા કરું અને રમઝાનમાં સિયામ અને કિયામ કરું, તો મારો સમાવેશ કેવા લોકોમાં થશે ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''સિદ્દીકીન અને શોહદામાં.'' (આને બઝ્ઝાર ઈબ્ને માજા, ઈબ્ને હિબ્બાને રિવાયત કરેલ છે.[3]



૧. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૩૩૧.
૨. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૩૩૨.
૩. સહીહ તર્ગીબ વત્-તર્હીબ, લિલ અલબાની, ભા-૧, હ. ૯૯૩.

# اَهَمِيَّةُ الصَّوْمِ

# રોઝાનું મહત્વ

**<u>મસ્લા-૧૦ :</u>** રમઝાનની બરકતોથી વંચિત રહેવાવાળા દુર્ભાગી લોકો છે.

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ ﷺ قَالَ : دَخَلَ رَمَضَانُ فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ اِنَّ هٰذَا الشَّهْرَ قَدْ حَضَرَكُمْ وَ فِيْهِ لَيْلَةٌ خَيْرٌ مِنْ اَلْفِ شَهْرٍ مَنْ حُرِمَهَا فَقَدْ حُرِمَ الْخَيْرَ كُلَّهُ وَ لَا يُحْرَمُ خَيْرَهَا اِلَّا مَحْرُوْمٌ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) حسن

હઝરત અનસ બિન માલિક ﷺથી રિવાયત છે કે રમઝાન આવ્યો તો રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''આ મહિનો જે તમારા ઉપર આવ્યો છે એમાં એક રાત એવી છે, જે (દરજ્જા અને પ્રતિષ્ઠાની રીતે) હજાર મહિનાઓથી વધારે શ્રેષ્ઠ છે. જે વ્યક્તિ આ (સૌભાગ્ય પ્રાપ્ત કરવાથી) વંચિત રહ્યો તે દરેક ભલાઈથી વંચિત રહ્યો.'' અને ફરમાવ્યું, ''લૈલતુલ કદ્રના સૌભાગ્યથી કેવળ દુર્ભાગીને જ વંચિત કરવામાં આવે છે.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરી છે.[1]

**<u>મસ્લા-૧૧ :</u>** રમઝાન મહિનો મેળવ્યા છતાં મગફિરત પ્રાપ્ત ન કરી શકનાર માટે વિનાશ છે.

عَنْ كَعْبِ بْنِ عُجْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ اُحْضُرُوا الْمِنْبَرَ فَحَضَرْنَا فَلَمَّا ارْتَقٰى دَرَجَةً قَالَ : (آمِيْنَ) فَلَمَّا ارْتَقَى الدَّرَجَةَ الثَّانِيَةَ، قَالَ (آمِيْنَ) فَلَمَّا ارْتَقَى الدَّرَجَةَ الثَّالِثَةَ، قَالَ (آمِيْنَ) فَلَمَّا نَزَلَ قُلْنَا يَا رَسُوْلَ اللهِ ﷺ! لَقَدْ سَمِعْنَا مِنْكَ الْيَوْمَ شَيْئًا مَا كُنَّا نَسْمَعُهُ، قَالَ : اِنَّ جِبْرِيْلَ عَرَضَ لِيْ فَقَالَ بَعُدَ مَنْ اَدْرَكَ رَمَضَانَ فَلَمْ يُغْفَرْ لَهُ قُلْتُ (آمِيْنَ) فَلَمَّا رَقِيْتُ الثَّانِيَةَ قَالَ بَعُدَ مَنْ ذُكِرْتَ عِنْدَهُ لَمْ يُصَلِّ عَلَيْكَ فَقُلْتُ (آمِيْنَ) فَلَمَّا رَقِيْتُ الثَّالِثَةَ قَالَ بَعُدَ مَنْ اَدْرَكَ اَبَوَيْهِ الْكِبَرَ عِنْدَهُ اَوْ اَحَدَهُمَا فَلَمْ يُدْخِلَاهُ الْجَنَّةَ قُلْتُ آمِيْنَ. (رَوَاهُ الْحَاكِمُ)

હઝરત કા'બ બિન ઉમરહ ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺએ સહાબા કિરામ

૧. સહીહ સુનન ઇબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૩૩૩.

ﷺને ફરમાવ્યું, ''મિમ્બર લાવો.'' અમે મિમ્બર લઈ આવ્યા. જ્યારે નબી કરીમ ﷺ પહેલા પગથિયે ચઢ્યા તો ફરમાવ્યું, 'આમીન' પછી જ્યારે બીજા પગથિયે ચઢ્યા તો ફરમાવ્યું, 'આમીન' એ જ પ્રમાણે જ્યારે આપ ત્રીજા પગથિયે ચઢ્યા તો ફરમાવ્યું, 'આમીન'. જ્યારે રસૂલુલ્લાહ ﷺ મિમ્બરથી નીચે તશરીફ લાવ્યા તો અમે નિવેદન કર્યું, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! આજે અમે આપના પાસેથી એવી વાતો સાંભળી જે આનાથી પહેલાં કદી નથી સાંભળી.'' આપ ﷺએ ફરમાવ્યું, ''જનાબ જિબ્રઈલ عليه السلام મારા પાસે આવ્યા અને કહ્યું, 'એ વ્યક્તિ માટે વિનાશ છે જેણે રમઝાનનો મહિનો પ્રાપ્ત કર્યો અને પોતાના ગુનાઓની બક્ષિસ અને માફી પ્રાપ્ત ન કરી શક્યો.' મેં એના જવાબમાં આમીન કહ્યું. પછી જ્યારે બીજા પગથિયે ચઢ્યો તો જનાબ જિબ્રઈલ عليه السلامએ કહ્યું, વિનાશ છે એ માણસ માટે જેના સામે આપ ﷺનો ઉલ્લેખ કરવામાં આવે અને તે આપ ઉપર દરૂદ ન મોકલે.' મેં એના જવાબમાં આમીન કહ્યું. પછી જ્યારે ત્રીજા પગથિયે ચઢ્યો તો જનાબ જિબ્રઈલ عليه السلامએ કહ્યું, 'જે વ્યક્તિએ પોતાના માતા-પિતા કે બંનેમાંથી કોઈ એકને ઘડપણની હાલતમાં જોયા અને તેમની સેવા કરીને જન્નત પ્રાપ્ત ન કરી તેના માટે પણ વિનાશ છે.' મેં તેના જવાબમાં કહ્યું આમીન.'' આને હાકિમે રિવાયત કરેલ છે.(૧)

<u>મસ્લા-૧૨ :</u> રોઝાદારોનો ભયાનક અંજામ.

عَنْ اَبِیْ اُمَامَةَ الْبَاهِلِیِّ رضی الله عنه قَالَ : سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ بَيْنَمَا اَنَا نَائِمٌ اَتَانِیْ رَجُلَانِ فَاَخَذَا بِضَبْعَیَّ فَاَتَيَانِیْ جَبَلًا وَعْرًا فَقَالَا : اصْعَدْ فَقُلْتُ: اِنِّیْ لَا اُطِيْقُهٗ، فَقَالَا : اِنَّا سَنُسَهِّلُهٗ لَكَ فَصَعِدْتُ حَتّٰى اِذَا كُنْتُ فِیْ سَوَاءِ الْجَبَلِ اِذَا بِاَصْوَاتٍ شَدِيْدَةٍ، قُلْتُ: مَا هٰذِهِ الْاَصْوَاتُ ؟ قَالُوْا : هٰذَا عُوَاءُ اَهْلِ النَّارِ، ثُمَّ انْطُلِقَ بِیْ فَاِذَا اَنَا بِقَوْمٍ مُعَلَّقِيْنَ بِعَرَاقِيْبِهِمْ مُشَقَّقَةٍ اَشْدَاقُهُمْ تَسِيْلُ اَشْدَاقُهُمْ دَمًا، قَالَ : قُلْتُ مَنْ هٰؤُلَاءِ ؟ قَالَ : اَلَّذِيْنَ يُفْطِرُوْنَ قَبْلَ تَحِلَّةِ صَوْمِهِمْ...

(اَلْحَدِيْثُ رَوَاهُ ابْنُ خُزَيْمَةَ وَابْنُ حِبَّانَ) صحيح

હઝરત અબૂ ઉમામા બાહિલી رضی الله عنه કહે છે, મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા કે, ''હું સૂઈ ગયો હતો અને મારા પાસે બે માણસો આવ્યા. તેમણે મને બાવડાઓથી પકડ્યો અને મને એક મુશ્કેલ ચઢાણવાળા પહાડ પર લઈ આવ્યા અને બંનેએ કહ્યું, ''આ પહાડ પર ચઢો.'' મેં કહ્યું, ''હું નથી ચઢી શકતો.'' તેમણે કહ્યું,

૧. સહીહ તર્ગીબ વત્-તર્હીબ, લિલ અલબાની, ભા-૧, હ. ૯૮૫.

''અમે તમારા માટે સરળતા પેદા કરી દઈશું.'' તો હું ચઢી ગયો, ત્યાં સુધી કે હું પહાડની ટોચ પર પહોંચી ગયો, જ્યાં મેં તીવ્ર ચીસ અને પોકારોનો અવાજ સાંભળ્યો. મેં પૂછ્યું, ''આ અવાજો કેવાં છે?'' તેમણે બતાવ્યું, ''આ જહન્નમવાસીઓની ચીસ અને પોકારો છે.'' પછી તેઓ મારા સાથે આગળ વધ્યા, જ્યાં મેં કેટલાક લોકોને ઊલટા લટકેલાં જોયા, જેમના મોઢાને ચીરી નાખવામાં આવ્યા હતા, જેમાંથી લોહી વહી રહ્યું હતું. મેં પૂછ્યું, ''આ કોણ લોકો છે?'' તેમણે જવાબ આપ્યો, ''આ એ લોકો છે જેઓ રોઝાના સમયથી પહેલાં ઈફતાર કરી લેતા હતા.'' આને ઈબ્ને ખુઝૈમા અને ઈબ્ને હિબ્બાને રિવાયત કરેલ છે.[1]



૧. સહીહ તર્ગીબ વત્-તર્હીબ, લિલ અલબાની, ભા-૧, હ. ૯૯૫.

# اَلصِّيَامُ فِىْ ضَوْءِ الْقُرْآنِ

## રોઝા કુર્આન-મજીદના પ્રકાશમાં

**મસ્લા-૧૩ :** રોઝા ઈસ્લામના પાંચ સ્તંભોમાંથી એક સ્તંભ છે.

**મસ્લા-૧૪ :** રોઝા અગાઉની ઉમ્મતો પર પણ ફર્ઝ હતા.

**મસ્લા-૧૫ :** રોઝાનો ઉદ્દેશ્ય ગુનાઓથી બચવા અને નેકી પર ચાલવાનું પ્રશિક્ષણ આપવાનો છે.

يَآأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ كَمَا
كُتِبَ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿١٨٣﴾

"હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા ઉપર રોઝા ફર્ઝ કરી દેવામાં આવ્યા, જે રીતે તમારાથી પહેલાં પયગંબરોના માનવાવાળાઓ ઉપર ફર્ઝ કરી દેવામાં આવ્યા હતા. આનાથી આશા છે કે તમારામાં તકવાનો ગુણ પેદા થશે."

(સૂરઃ બકરહ, આ. ૧૮૩)

**મસ્લા-૧૬ :** રમઝાનનો મહિનો મેળવનાર પ્રત્યેક મુસલમાન પર આખા મહિનાના રોઝા રાખવા ફર્ઝ (ફરજિયાત) છે.

**મસ્લા-૧૭ :** મુસાફર અને બીમાર વ્યક્તિને રોઝા ન રાખવાની છૂટ છે, પરંતુ રમઝાન પછી એ દિવસોની કઝા અદા કરવી જરૂરી છે.

**મસ્લા-૧૮ :** બીમાર કે મુસાફર ઉપર રોઝા છોડવાનું કોઈ પ્રાયશ્ચિત કરવું જરૂરી નથી.

**મસ્લા-૧૯ :** રમઝાનનો મહિનો અલ્લાહ તઆલાની વિશેષ ઈબાદત અને પ્રશંસા તેમજ સ્તુતિ કરવાનો મહિનો છે.

شَهْرُ رَمَضَانَ الَّذِيْٓ اُنْزِلَ فِيْهِ الْقُرْاٰنُ هُدًى لِّلنَّاسِ وَبَيِّنٰتٍ مِّنَ الْهُدٰى وَ
الْفُرْقَانِ ۚ فَمَنْ شَهِدَ مِنْكُمُ الشَّهْرَ فَلْيَصُمْهُ ۖ وَمَنْ كَانَ مَرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنْ
اَيَّامٍ اُخَرَ ۖ يُرِيْدُ اللّٰهُ بِكُمُ الْيُسْرَ وَلَا يُرِيْدُ بِكُمُ الْعُسْرَ ۖ وَلِتُكْمِلُوا الْعِدَّةَ وَلِتُكَبِّرُوا اللّٰهَ عَلٰى
مَا هَدٰىكُمْ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٨٥﴾

''રમઝાન એ મહિનો છે જેમાં કુર્આન નાઝિલ કરવામાં આવ્યું છે, જે મનુષ્યો માટે સરાસર માર્ગદર્શન છે અને એવી સ્પષ્ટ શિક્ષાઓ પર આધારિત છે, જે સીધો માર્ગ બતાવનાર અને સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ ખોલીને મૂકી દેનાર છે, તેથી હવે જે વ્યક્તિ આ મહિનો પામે, તેણે આ આખા મહિનાના રોઝા રાખવા જોઈએ અને જ્યારે કોઈ બીમાર હોય કે સફરમાં હોય, તો તે અન્ય દિવસોમાં રોઝાની સંખ્યા પૂરી કરે. અલ્લાહ તમારા સાથે નરમી કરવા ઇચ્છે છે, સખ્તાઈ કરવા નથી માગતો. તેથી આ રીત તમને બતાવવામાં આવી રહી છે, જેથી તમે રોઝાની સંખ્યા પૂરી કરી શકો અને જે માર્ગદર્શનનું અલ્લાહે તમને સૌભાગ્ય પ્રદાન કર્યું છે, તેના માટે અલ્લાહની મહાનતા વ્યક્ત કરો અને આભારી બનો.'' (સૂરઃ બકરહ, આ. ૧૮૫)

<u>**મસ્લા-૨૦ :**</u> રમઝાનુલ મુબારકમાં રાત્રિના સમયે પત્નીથી સંભોગ કરવું જાઈઝ છે.

<u>**મસ્લા-૨૧ :**</u> ઇફતારથી લઈને સુબ્હ સાદીક (પરોઢ)ના ઉદય થવા સુધીનો સમય રોઝાની પાબંદીથી અપવાદ છે.

<u>**મસ્લા-૨૨ :**</u> એ'તિકાફ દરમ્યાન રાતના સમયે પત્નીથી સંભોગ કરવાની મનાઈ છે.

أُحِلَّ لَكُمْ لَيْلَةَ الصِّيَامِ الرَّفَثُ إِلَىٰ نِسَائِكُمْ ۚ هُنَّ لِبَاسٌ لَّكُمْ وَأَنتُمْ
لِبَاسٌ لَّهُنَّ ۗ عَلِمَ اللَّهُ أَنَّكُمْ كُنتُمْ تَخْتَانُونَ أَنفُسَكُمْ فَتَابَ عَلَيْكُمْ وَعَفَا
عَنكُمْ ۖ فَالْآنَ بَاشِرُوهُنَّ وَابْتَغُوا مَا كَتَبَ اللَّهُ لَكُمْ ۚ وَكُلُوا وَاشْرَبُوا حَتَّىٰ يَتَبَيَّنَ
لَكُمُ الْخَيْطُ الْأَبْيَضُ مِنَ الْخَيْطِ الْأَسْوَدِ مِنَ الْفَجْرِ ۖ ثُمَّ أَتِمُّوا الصِّيَامَ إِلَى
اللَّيْلِ ۚ وَلَا تُبَاشِرُوهُنَّ وَأَنتُمْ عَاكِفُونَ فِي الْمَسَاجِدِ ۗ تِلْكَ حُدُودُ اللَّهِ فَلَا
تَقْرَبُوهَا ۗ كَذَٰلِكَ يُبَيِّنُ اللَّهُ آيَاتِهِ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَّقُونَ ﴿١٨٧﴾

''તમારા માટે રોઝાની રાત્રિઓમાં પોતાની પત્નીઓ પાસે જવાનું 'હલાલ' (વૈધ) કરી દેવામાં આવ્યું છે. તેઓ તમારા માટે પોશાક છે અને તમે એમના માટે પોશાક છો. અલ્લાહને ખબર પડી ગઈ કે તમે છૂપી રીતે પોતાની જાત સાથે અપ્રમાણિકતા કરી રહ્યા હતા, પરંતુ તેણે તમારો ગુનો માફ કરી દીધો અને તમારા સાથે દરગુજર કરી. હવે તમે તમારી પત્નીઓ સાથે સહવાસ કરો અને જે સુખ અલ્લાહે તમારા માટે વૈધ ઠેરવી દીધું છે તે ભોગવો. ઉપરાંત રાત્રિ દરમ્યાન ખાઓ-પીઓ ત્યાં સુધી કે તમને રાતના

અંધકારની ધારીમાંથી પ્રભાતની સફેદીની ધાર સ્પષ્ટ દેખાઈ આવે. ત્યારે આ બધા કામો છોડી દઈ રાત્રિ સુધી પોતાનો રોઝો પૂરો કરો અને જ્યારે તમે મસ્જિદોમાં એ'તિકાફ (અલ્લાહના સ્મરણ માટે એકાંતવાસ)માં હોવ તો પત્નીઓ સાથે સહવાસ ન કરો. આ અલ્લાહની ઠરાવેલી સીમાઓ છે, તેના નજીક ન ફરકશો. આવી રીતે અલ્લાહ પોતાના આદેશો લોકો માટે સ્પષ્ટતાપૂર્વક વર્ણવે છે, આશા છે કે તેઓ ખોટા વલણથી બચશે."

(સૂરઃ બકરહ, આ. ૧૮૭)



# رُؤْيَةُ الْهِلَالِ

# ચાંદ જોવાના મસાઈલ

<u>મસ્લા-૨૩ :</u> રમઝાનુલ મુબારકનો ચાંદ જોઈને રોઝા શરૂ કરવા જોઈએ.

<u>મસ્લા-૨૪ :</u> શાબાનના અંતે જો આકાશમાં વાદળ હોય, તો શાબાનના ત્રીસ દિવસ પૂરા કરવા જોઈએ, જો રમઝાનના અંતે આકાશમાં વાદળ હોય, તો રમઝાનના ત્રીસ દિવસ પૂરા કરવા જોઈએ.

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ لَا تَصُوْمُوْا حَتّٰى تَرَوُا الْهِلَالَ وَ لَا تُفْطِرُوْا حَتّٰى تَرَوْهُ فَاِنْ غُمَّ عَلَيْكُمْ فَاقْدُرُوْا لَهٗ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ચાંદ જોયા વિના રમઝાનના રોઝા શરૂ ન કરો અને ચાંદ જોયા વિના રમઝાન સમાપ્ત ન કરો. જો આકાશમાં વાદળ હોય તો મહિનાના ત્રીસ દિવસ પૂરા કરી લો.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

<u>મસ્લા-૨૫ :</u> એક મુસલમાનની સાક્ષી પર રોઝા શરૂ કરી શકાય છે.

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ: تَرَاءَى النَّاسُ الْهِلَالَ فَاَخْبَرْتُ النَّبِيَّ ﷺ اِنِّيْ رَاَيْتُهٗ فَصَامَ وَاَمَرَ النَّاسَ بِصِيَامِهٖ۔ (رَوَاهُ اَبُوْدَاوُدَ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺથી રિવાયત છે કે લોકોએ ચાંદ જોયો અને મેં નબી અકરમ ﷺને બતાવ્યું કે, ''મેં પણ ચાંદ જોયો છે.'' તેથી નબી અકરમ ﷺએ સ્વયં પણ રોઝો રાખ્યો અને લોકોને પણ રોઝા રાખવાનો આદેશ કર્યો. આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૨]

<u>મસ્લા-૨૬ :</u> રમઝાનની પહેલી તારીખના ચાંદ જોવામાં ચાંદ નાનો છે કે મોટો એવી શંકામાં ન પડવું જોઈએ.

---

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૫૩.

૨. સહીહ સુનન અબી દાઉદ, ભા-૨, હ. ૨૦૫૨.

عَنْ اَبِي الْبُخْتَرِيِّ رضي الله عنه قَالَ: خَرَجْنَا لِلْعُمْرَةِ فَلَمَّا نَزَلْنَا بِبَطْنِ نَخْلَةَ قَالَ تَرَاءَيْنَا الْهِلَالَ، فَقَالَ بَعْضُ الْقَوْمِ: هُوَ ابْنُ ثَلَاثٍ، وَقَالَ بَعْضُ الْقَوْمِ، هُوَ ابْنُ لَيْلَتَيْنِ، قَالَ: فَلَقِيْنَا ابْنَ عَبَّاسٍ رضي الله عنه فَقُلْنَا: اِنَّا رَاَيْنَا الْهِلَالَ، فَقَالَ بَعْضُ الْقَوْمِ: هُوَ ابْنُ ثَلَاثٍ، وَقَالَ بَعْضُ الْقَوْمِ هُوَ ابْنُ لَيْلَتَيْنِ، فَقَالَ: اَيَّ لَيْلَةٍ رَاَيْتُمُوْهُ؟ قَالَ فَقُلْنَا: لَيْلَةَ كَذَا وَ كَذَا، فَقَالَ ابْنُ عَبَّاسٍ رضي الله عنه اِنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ اِنَّ اللّٰهَ مَدَّهُ لِلرُّؤْيَةِ فَهُوَ لِلَيْلَةٍ رَاَيْتُمُوْهُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂલ બખ્તરી رضي الله عنه કહે છે : ''અમે ઉમરહ માટે (મદીનાથી) રવાના થયા. જ્યારે નખ્લા મુકામે પહોંચ્યા, તો બધાએ (નવો) ચાંદ જોયો, અમુક લોકોએ કહ્યું આ તો ત્રીજનો ચાંદ લાગે છે (ચાંદ મોટો હોવાને કારણે), અમુક લોકોએ કહ્યું કે બીજની રાતનો લાગે છે. અમારી મુલાકાત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهથી થઈ તો અમે તેમને કહ્યું કે અમે ચાંદ જોયો, અમુક લોકોએ તેને ત્રીજની રાતનો ચાંદ કહ્યો છે, અમુક લોકોએ બીજની રાતનો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهએ પૂછ્યું, ''તમે કઈ રાતનો ચાંદ જોયો છે ?'' અમે બતાવ્યું કે, ''ફલાણા-ફલાણા દિવસે જોયો હતો.'' તો કહેવા લાગ્યા, ''રસૂલુલ્લાહ ﷺનો મુબારક ઈરશાદ છે કે અલ્લાહ તઆલા તમે તેને જોઈ શકો એટલા માટે મોટો કરી નાખે છે, તેથી તે એ જ રાતનો ચાંદ હતો, જે રાત્રે તમે જોયો હતો.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

<u>મસ્લા-૨૭ :</u> નવો ચાંદ જોવા પર આ દુઆ પઢવી મસનૂન છે.

عَنْ طَلْحَةَ بْنِ عُبَيْدِ اللّٰهِ رضي الله عنه اَنَّ النَّبِيَّ ﷺ كَانَ اِذَا رَاَى الْهِلَالَ قَالَ: اَللّٰهُمَّ اَهِلَّهُ عَلَيْنَا بِالْيُمْنِ وَ الْاِيْمَانِ وَالسَّلَامَةِ وَالْاِسْلَامِ رَبِّيْ وَرَبُّكَ اللّٰهُ. (رَوَاهُ التِّرْمِذِيُّ)

હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ رضي الله عنهથી રિવાયત છે કે નબી અકરમ ﷺ જ્યારે ચાંદ જોતા તો આ દુઆ પઢતા, (અલ્લાહુમ્મ, અહ્‌લિલ્હુ અલઇના બિલ્‌-યુમ્નિ વલ્‌-ઈમાનિ વસ્સલામતિ વલ્‌-ઇસ્લામિ રબ્બી વ-રબ્બુક) ''યા ઈલાહી ! અમારા પર આ ચાંદ શાંતિ, ઈમાન, સલામતી અને ઈસ્લામની સાથે પ્રગટ કર. (હે ચાંદ !) મારો અને તારો રબ અલ્લાહ છે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[2]

---

૧. સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૫૭૭.

૨. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૩, હ. ૨૭૪૫.

**મસ્લા-૨૮ :** ચાંદ જોઈને રોઝા શરૂ કરવા અને ચાંદ જોઈને સમાપ્ત કરવા માટે એ સમયના વિસ્તારના કે દેશનું ધ્યાન રાખવું જોઈએ.

**મસ્લા-૨૯ :** રમઝાન દરમ્યાન એક દેશથી બીજા દેશનો સફર કરવામાં જો મુસાફરના રોઝાઓની સંખ્યા તે વિસ્તારમાં માહે રમઝાનના રોઝાની સંખ્યાથી વધારે થતી હોય, તો વધારે દિવસના રોઝા છોડી દેવા જોઈએ, અથવા નફિલ રોઝાની નિયતથી રાખવા જોઈએ, જો સંખ્યા ઓછી થતી હોય તો ઈદ પછી જરૂરી સંખ્યા પૂરી કરવી જોઈએ.

عَنْ كُرَيْبٍ ﷺ مَوْلَى بْنِ عَبَّاسٍ ﷺ اَنَّ اُمَّ الْفَضْلِ ﷺ بَعَثَتْهُ اِلَى مُعَاوِيَةَ بِالشَّامِ، فَقَالَ: فَقَدِمْتُ الشَّامَ، فَقَضَيْتُ حَاجَتَهَا وَاسْتَهَلَّ عَلَيَّ رَمَضَانُ وَ اَنَا بِالشَّامِ فَرَاَيْتُ الْهِلَالَ لَيْلَةَ الْجُمُعَةِ ثُمَّ قَدِمْتُ الْمَدِيْنَةَ فِيْ آخِرِ الشَّهْرِ فَسَاَلَنِيْ عَبْدُ اللهِ بْنِ عَبَّاسٍ ﷺ ثُمَّ ذَكَرَ الْهِلَالَ فَقَالَ: مَتٰى رَاَيْتُمُ الْهِلَالَ؟ فَقُلْتُ: رَاَيْنَاهُ لَيْلَةَ الْجُمُعَةِ، فَقَالَ: اَنْتَ رَاَيْتَهُ؟ فَقُلْتُ: نَعَمْ! وَرَاهُ النَّاسُ وَ صَامُوْا وَ صَامَ مَعَهُ مُعَاوِيَةُ فَقَالَ: لٰكِنَّا رَاَيْنَاهُ لَيْلَةَ السَّبْتِ فَلَا نَزَالُ نَصُوْمُ حَتّٰى نُكْمِلَ ثَلَاثِيْنَ اَوْ نَرَاهُ فَقُلْتُ اَفَلَا تَكْتَفِيْ بِرُؤْيَةِ مُعَاوِيَةَ وَ صِيَامِهٖ؟ فَقَالَ: لَا هٰكَذَا اَمَرَنَا رَسُوْلُ اللهِ ﷺ۔

(رَوَاهُ اَحْمَدُ وَمُسْلِمٌ وَ اَبُوْ دَاؤُدَ وَ النِّسَائِيُّ)

હઝરત કુરૈબ ﷺ (ઇબ્ને અબ્બાસ ﷺના ગુલામ)થી રિવાયત છે કે હઝરત ઉમ્મે ફઝલ ﷺ (હઝરત અબ્બાસ ﷺના પત્ની)એ તેમને હઝરત મુઆવિયા ﷺની પાસે (કોઈ કામથી) સીરિયા મોકલ્યા. કુરૈબ કહે છે કે મેં સીરિયા જઈને તેમનું કામ કર્યું. હું હજુ સીરિયામાં જ હતો કે રમઝાનનો ચાંદ જોવાઈ ગયો. મેં પણ જુમ્આની રાત્રે ચાંદ જોયો. પછી હું રમઝાનના અંતે મદીના (પાછો) આવી ગયો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺએ ચાંદ વિશે મારા પાસેથી માહિતી મેળવી કે તમે (ત્યાં) ચાંદ ક્યારે જોયો હતો. મેં જવાબ આપ્યો કે અમે તો જુમ્આની રાત્રે જોયો હતો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺએ ફરી પૂછ્યું, શું તમે પણ જોયો હતો ? મેં જવાબ આપ્યો, હા. બીજા ઘણા લોકોએ પણ જોયો હતો અને બધાએ હઝરત મુઆવિયા ﷺની સાથે (બીજા દિવસે એટલે કે શનિવારે) રોઝો રાખ્યો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺએ ફરમાવ્યું,

અમે તો ચાંદ શનિવારના દિવસે (એટલે કે એક દિવસ પછી) જોયો છે. અમે એ જ હિસાબથી રોઝા રાખતા રહીશું, ત્યાં સુધી કે ત્રીસ દિવસ પૂરા કરી લઈએ અથવા ચાંદ જોઈ લઈએ. મેં અરજ કરી, તમે લોકો હઝરત મુઆવિયા ؓના કથન અને તેમના રોઝાને પર્યાપ્ત નથી સમજતા? ફરમાવ્યું, નહીં. અમને રસૂલે અકરમ ﷺએ આ જ રીતે આદેશ કર્યો છે. આને અહમદ, મુસ્લિમ, અબૂ દાઉદ અને નિસાઈએ રિવાયત કરેલ છે.[૧]

**<u>મસ્લા-૩૦ :</u> વાદળના કારણે શવ્વાલનો ચાંદ જોવા ન મળે અને રોઝા રાખી લીધા પછી ખબર પડે કે ચાંદ જોવાઈ ગયો છે તો રોઝો ખોલી નાખવો જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા-૧૭૭ માં જુઓ.



૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૫૭૮.

# اَلنِّيَّةُ

# નિયતના મસાઈલ

**<u>મસ્લા-૩૧ :</u>** અમલના અજ્ર અને સવાબનો આધાર નિયત પર છે.

عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ رضي الله عنه قَالَ : سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ : اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ وَ اِنَّمَا لِكُلِّ امْرِئٍ مَا نَوَا فَمَنْ كَانَتْ هِجْرَتُهٗ اِلٰى دُنْيَا يُصِيْبُهَا اَوْ اِلٰى امْرَاَةٍ يَنْكِحُهَا فَهِجْرَتُهٗ اِلٰى مَا هَاجَرَ اِلَيْهِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત ઉમર બિન ખત્તાબ رضي الله عنه કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને એવું કહેતા સાંભળ્યા છે કે, 'કર્મોનો આધાર નિયત પર છે. દરેક વ્યક્તિને એ જ મળશે, જેની નિયત તેણે કરી. તેથી જેણે દુનિયા પ્રાપ્ત કરવાની નિયતથી હિજરત કરી તેને દુનિયા મળશે અથવા જેણે કોઈ સ્ત્રીથી નિકાહ કરવાના આશયથી હિજરત કરી તેને સ્ત્રી જ મળશે, તો મુહાજિરની હિજરતનો બદલો એ જ છે જેના માટે તેણે હિજરત કરી.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

**<u>મસ્લા-૩૨ :</u>** દેખાવનો કે બીજાને બતાવવા માટેનો રોઝો શિર્ક છે.

عَنْ شَدَّادِ بْنِ اَوْسٍ رضي الله عنه قَالَ : سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ مَنْ صَلّٰى يُرَائِيْ فَقَدْ اَشْرَكَ وَ مَنْ صَامَ يُرَائِيْ فَقَدْ اَشْرَكَ وَ مَنْ تَصَدَّقَ يُرَائِيْ فَقَدْ اَشْرَكَ. (رَوَاهُ اَحْمَدُ) صحيح

હઝરત શદ્દાદ બિન ઔસ رضي الله عنه કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે, ''જેણે દેખાવ માટે નમાઝ પઢી તેણે શિર્ક કર્યું, જેણે દેખાવ માટે રોઝો રાખ્યો તેણે શિર્ક કર્યું અને જેણે દેખાવ માટે સદકો કર્યો તેણે શિર્ક કર્યું.'' આને અહમદે રિવાયત કરેલ છે.(૨)

**<u>મસ્લા-૩૩ :</u>** રોઝાની નિયત દિલના ઇરાદાથી સંબંધિત છે. પ્રચલિત શબ્દો 'وَبِصَوْمِ غَدٍ نَوَيْتُ' (વ-બિસવ્મિ ગદિન્ નવયૂતુ) સુન્નતથી સાબિત નથી.

---

૧. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૧.

૨. અત્તર્ગીબ વત્તર્હીબ, શૈખ મુહીઉદ્દીન અલદીબ ભા-૧, હ. ૪૩.

**મસ્લા-૩૪ :** ફર્ઝ રોઝાની નિયત ફજ્રથી પહેલાં કરવી જરૂરી છે.

عَنْ حَفْصَةَ ﵂ قَالَتْ: قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ مَنْ لَمْ يُجْمِعِ الصِّيَامَ قَبْلَ الْفَجْرِ فَلَا صِيَامَ لَهٗ. (رَوَاهُ اَبُوْدَاوُدَ وَالتِّرْمِذِيُّ) صحيح

હઝરત હફસા ﵂થી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જેણે ફજ્રથી પહેલાં રોઝાની નિયત ન કરી તેનો રોઝો નથી.'' આને અબૂ દાઉદ અને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[1]

<u>**મસ્લા-૩૫ :**</u> નફિલ રોઝાની નિયત દિવસે ઝવાલ (મધ્યાહ્ન)થી પહેલાં કોઈપણ સમયે કરી શકાય છે.

<u>**મસ્લા-૩૬ :**</u> નફિલ રોઝા કોઈપણ સમયે ગમે તે કારણસર તોડી શકાય છે.

عَنْ عَائِشَةَ اُمِّ الْمُؤْمِنِيْنَ ﵂ قَالَتْ: دَخَلَ عَلَيَّ النَّبِيُّ ﷺ ذَاتَ يَوْمٍ فَقَالَ هَلْ عِنْدَكُمْ شَيْءٌ؟ فَقُلْنَا: لَا، قَالَ: فَاِنِّيْ اِذَنْ صَائِمٌ. ثُمَّ اَتَانَا يَوْمًا اٰخَرَ فَقُلْنَا: يَا رَسُوْلَ اللّٰهِ ﷺ! اُهْدِيَ لَنَا حَيْسٌ فَقَالَ: اَرِيْنِيْهِ فَلَقَدْ اَصْبَحْتُ صَائِمًا، فَاَكَلَ. (رَوَاهُ مُسْلِمٌ)

ઉમ્મુલ મુ'મિનીન હઝરત આઇશા ﵂થી રિવાયત છે કે એક દિવસે નબી અકરમ ﷺ મારા ઘરે પધાર્યા અને પૂછ્યું, ''શું તમારા પાસે કંઈ (ખાવાનું) છે ?'' અમે કહ્યું, ''ના.'' નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''સારું, તો પછી મારો રોઝો છે.'' કોઈ બીજા દિવસે ફરી નબી અકરમ ﷺ મારા ઘરે પધાર્યા તો મેં અજર કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! હૈસ (હલવો) તોહફામાં આવ્યો છે.'' રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''તો લાવો, હું સવારથી રોઝાથી હતો.'' પછી રસૂલુલ્લાહ ﷺએ ખાઈ લીધું. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[2]



૧. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૧, હ. ૫૮૩.
૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૬૩.

# السَّحُوْرُوَالاِفْطَارُ

# સહેરી અને ઈફતારના મસાઈલ

**<u>મસ્લા-૩૭ :</u>** સહેરી ખાવામાં બરકત છે.

**<u>મસ્લા-૩૮ :</u>** ઊંઘીને ઉઠ્યા પછી જાણી-જોઈને સહેરી છોડવી ન જોઈએ.

عَنْ اَنَسٍ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ تَسَحَّرُوْ ا فَاِنَّ فِى السُّحُوْرِ بَرَكَةً۔ (مُتَّفِقٌ عَلَيْهِ)

હઝરત અનસ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''સહેરી ખાઓ, કેમ કે સહેરી ખાવામાં બરકત છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**<u>મસ્લા-૩૯ :</u>** રમઝાનુલ મુબારકમાં ફજ્રની અઝાન પહેલાં સહેરી માટે અઝાન આપવી સુન્નત છે.

عَنِ عَائِشَةَ ﷺ اَنَّ بِلَالًا ﷺ كَانَ يُؤَذِّنُ بِلَيْلٍ ، فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ كُلُوْا وَاشْرَبُوْا حَتّٰى يُؤَذِّنَ ابْنُ اُمِّ مَكْتُوْمٍ فَاِنَّهٗ لَا يُؤَذِّنُ حَتّٰى يَطْلُعَ الْفَجْرُ۔ (مُتَّفِقٌ عَلَيْهِ)

હઝરત આઇશા ﷺથી રિવાયત છે કે હઝરત બિલાલ ﷺ રાત્રે (સહેરી પહેલાં) અઝાન આપતા હતા, તેથી રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ત્યાં સુધી ખાઓ-પીઓ જ્યાં સુધી ઇબ્ને ઉમ્મે મક્તૂમ ﷺ અઝાન ન આપી દે, એટલા માટે કે ઇબ્ને મક્તૂમ ﷺ ત્યાં સુધી અઝાન ન હતા આપતા જ્યાં સુધી ફજ્ર ન થઈ જાય.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

**<u>મસ્લા-૪૦ :</u>** ઇફતારમાં જલ્દી કરવું અને સહેરી ખાવામાં મોડું કરવું અંબિયાએ કિરામ ﷺની રીત છે.

عَنْ اَبِى الدَّرْدَاءِ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ ثَلَاثٌ مِنْ اَخْلَاقِ النَّبُوَّةِ تَعْجِيْلُ الْاِفْطَارِ وَ تَاْخِيْرُ السُّحُوْرِ وَ وَضْعُ الْيَمِيْنِ عَلَى الشِّمَالِ فِى الصَّلَاةِ۔ (رَوَاهُ الطَّبَرَانِىُّ) صحيح

---

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૫૫.

૨. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૩૩.

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ત્રણ વાતો નુબૂવ્વતની ઓળખમાંથી છે : (૧) રોઝો જલ્દી ઇફ્તાર કરવો, (૨) સહેરી ખાવામાં મોડું કરવું, અને (૩) નમાઝમાં જમણો હાથ ડાબા હાથના ઉપર બાંધવો.'' આને તબરાનીએ રિવાયત કરેલ છે.[1]

**<u>મસ્લા-૪૧ :</u>** સહેરી ખાતાં-ખાતાં અઝાન થઈ જાય તો ખાવાનું તરત છોડી દેવાને બદલે જલ્દી-જલ્દી ખાઈ લેવું જોઈએ.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ اِذَا سَمِعَ اَحَدُكُمُ النِّدَاءَ وَالْاِنَاءُ عَلٰى يَدِهٖ فَلَا يَضَعْهُ حَتّٰى يَقْضِيَ حَاجَتَهٗ مِنْهُ ـ (رَوَاهُ اَبُوْ دَاؤُدَ) حسن

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે કોઈ વ્યક્તિ અઝાન સાંભળે અને પીવાનું વાસણ તેના હાથમાં હોય તો તેને તરત જ મૂકી દેવું ન જોઈએ, બલ્કે પોતાની જરૂરત પૂરી કરી લે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[2]

**<u>મસ્લા-૪૨ :</u>** રોઝો ઇફ્તાર કરવા માટે સૂર્યાસ્ત થવો શરત છે.

عَنْ عُمَرَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ اِذَا اَقْبَلَ اللَّيْلُ مِنْ هٰهُنَا وَاَدْبَرَ النَّهَارُ مِنْ هٰهُنَا وَغَرَبَتِ الشَّمْسُ فَقَدْ اَفْطَرَ الصَّائِمُ ـ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત ઉમર ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે રાત આવી જાય, દિવસ ચાલ્યો જાય અને સૂર્ય અસ્ત થઈ જાય તો રોઝાદાર રોઝો ખોલી દે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[3]

**સ્પષ્ટીકરણ :** સફર દરમ્યાન વિમાનમાં જો રોઝો ઇફ્તાર કરવામાં પંદર મિનિટ બાકી હોય, પરંતુ વિમાનની અપેક્ષિત ઊંચાઈ પર પહોંચીને સૂર્ય એક કલાક પછી અસ્ત થાય તો રોઝો પણ એક કલાક પછી (અર્થાત્ સૂર્યાસ્ત થયા પછી) જ ઇફ્તાર કરવામાં આવશે. એ જ પ્રમાણે સહેરીના સમયનું નિર્ધારણ પણ તે જગ્યા અને સ્થળના હિસાબથી કરવામાં આવશે. واللہ اعلم بالصواب

૧. સહીહ જામેઅ સગીર, લિલ અલબાની, ભા-૩, હ. ૩૦૩૪.
૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૨, હ. ૨૦૬૦.
૩. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૬૮.

**મસ્લા-૪૩ :** તાજી ખજૂર, સૂકી ખજૂર (ખારેક) કે પાણીથી રોઝો ઈફતાર કરવો મસ્નૂન છે.

**મસ્લા-૪૪ :** નમક (મીઠાં)થી રોઝો ઈફતાર કરવો સુન્નતથી સાબિત નથી.

عَنْ اَنَسٍ رضي الله عنه قَالَ كَانَ النَّبِيُّ ﷺ يُفْطِرُ عَلٰى رُطَبَاتٍ قَبْلَ اَنْ يُصَلِّيَ فَاِنْ لَمْ تَكُنْ رُطَبَاتٍ فَعَلٰى تَمَرَاتٍ فَاِنْ لَمْ تَكُنْ حَسَا حَسَوَاتٍ مِنْ مَاءٍ ۔

(رَوَاهُ اَبُوْدَاوُدَ وَالتِّرْمِذِيُّ) حسن

હઝરત અનસ رضي الله عنهથી રિવાયત છે કે નબી અકરમ ﷺ નમાઝ (મગરિબ)થી પહેલાં તાજી ખજૂરથી રોઝો ઈફતાર કરતા, જો તાજી ખજૂર ન હોય તો સૂકી ખજૂર (ખારેક)થી ઈફતાર કરતા, જો સૂકી ખજૂર ન હોય તો થોડાંક ઘૂંટ પાણીથી રોઝો ઈફતાર કરી લેતા. આને અબૂ દાઉદ અને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૪૫ :** રોઝા ઈફતાર કરતી વખતે નીચેની દુઆ પઢવી મસ્નૂન છે.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما قَالَ : كَانَ النَّبِيُّ ﷺ اِذَا اَفْطَرَ قَالَ: ذَهَبَ الظَّمَاءُ وَ ابْتَلَّتِ الْعُرُوْقُ وَ ثَبَتَ الْاَجْرُ اِنْ شَاءَ اللّٰهُ ۔ (رَوَاهُ اَبُوْدَاوُدَ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهથી રિવાયત છે કે નબી કરીમ ﷺ જ્યારે રોઝો ઈફતાર કરતા, તો આ પઢતા : "**ઝહબઝ્-ઝમાઉ વબ્-તલ્લતિલ્ ઉરૂકુ વ સબતલ્ અજ્રુ ઈન્-શા અલ્લાહ.**" (તરસ સમાપ્ત થઈ, નસો ભીની થઈ ગઈ અને રોઝાનો સવાબ ઈન્શા-અલ્લાહ નક્કી થઈ ગયો.) આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[2]

**મસ્લા-૪૬ :** રોઝો ઈફતાર કરાવનારનો અજ્ર રોઝા ઈફતાર કરનારના બરાબર છે.

عَنْ زَيْدِ بْنِ خَالِدٍ الْجُهَنِيِّ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ مَنْ فَطَّرَ صَائِمًا كَانَ لَهُ مِثْلُ اَجْرِهِ غَيْرَ اَنَّهُ لَا يَنْقُصُ مِنْ اَجْرِ الصَّائِمِ شَيْئًا ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત ઝૈદ બિન ખાલિદ જુહની رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે રોઝાદારનો રોઝો ઈફતાર કરાવ્યો તેને પણ એટલો જ અજ્ર મળશે, જેટલો અજ્ર

૧. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૨, હ. ૨૦૬૫.
૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૨, હ. ૨૦૬૬.

રોઝાદાર માટે હશે; અને રોઝાદારના અજ્રથી કોઈ વસ્તુ ઓછી કરવામાં નહીં આવે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૧)

**<u>મસ્લા-૪૭ :</u>** (બીજાને) ઇફતાર કરાવનારે નીચેની દુઆ પઢવી જોઈએ.

عَنْ اَنَسٍ رضي الله عنه قَالَ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ اِذَا اَفْطَرَ عِنْدَ قَوْمٍ قَالَ:اَفْطَرَ عِنْدَ كُمُ الصَّآئِمُوْنَ وَ اَكَلَ طَعَامَكُمُ الْاَبْرَارُ وَ تَنَزَّلَتْ عَلَيْكُمُ الْمَلَائِكَةُ۔

(رَوَاهُ اَحْمَدُ) صحيح

હઝરત અનસ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺ જયારે કોઈના ત્યાં રોઝો ઇફતાર કરતા તો આ દુઆ પઢતા : اَفْطَرَ عِنْدَ كُمُ الصَّآئِمُوْنَ وَ اَكَلَ طَعَامَكُمُ الْاَبْرَارُ وَ تَنَزَّلَتْ عَلَيْكُمُ الْمَلَائِكَةُ۔ **(અફત-ર ઇંદકુમુસ્સાઇમૂ-ન વ અ-ક-લ તઆ-મકુમુલ અબરારુ વ તનઝ્ઝલત્ અલૈકુમુલ મલાઇકહ.)** ''રોઝાદાર અહીં રોઝા ઇફતાર કરતા રહે. નેક લોકો તમારું ખાવાનું ખાતા રહે અને ફરિશ્તાઓ તમારા ત્યાં રહમત માટે નાઝિલ થતા રહે.'' આને અહમદે રિવાયત કરેલ છે.(૨)



---

૧. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૨, હ. ૬૪૭.

૨. સહીહ જામેઅ સગીર, લિલ અલબાની, ભા-૪, હ. ૪૫૫૩.

# صَلَاةُ التَّرَاوِيْحِ

## નમાઝે તરાવીહના મસાઈલ

**મસ્લા-૪૮ :** નમાઝે તરાવીહ અગાઉના નાનાં ગુનાઓની મગફિરતનું માધ્યમ છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ مَنْ قَامَ رَمَضَانَ اِيْمَانًا وَاِحْتِسَابًا غُفِرَلَهٗ مَا تَقَدَّمَ مِنْ ذَنْبِهٖ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે ઈમાનની સાથે અને સવાબની નિયતથી રમઝાનમાં કયામ કર્યો (નમાઝમાં ઊભો રહ્યો), તેના પાછલા ગુનાઓ માફ કરી દેવામાં આવે છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૪૯ :** રમઝાનમાં નમાઝમાં ઊભા રહેવું અથવા નમાઝે તરાવીહ, બાકી મહિનાઓમાં તહજ્જુદ કે રાતના કયામનું બીજું નામ છે.

**મસ્લા-૫૦ :** નમાઝે તરાવીહ (કે તહજ્જુદ)ની મસ્નૂન રકા'તો આઠ છે, પરંતુ ગૈરમસ્નૂન રકા'તોની કોઈ હદ નથી, જે જેટલી ચાહે પઢી શકે છે.

عَنْ اَبِيْ سَلَمَةَ بْنِ عَبْدِ الرَّحْمٰنِ ﷺ اَنَّهٗ سَاَلَ عَائِشَةَ ﷺ كَيْفَ كَانَتْ صَلَاةُ رَسُوْلِ اللّٰهِ ﷺ فِيْ رَمَضَانَ ؟ فَقَالَتْ : مَا كَانَ يَزِيْدُ فِيْ رَمَضَانَ وَلَا فِيْ غَيْرِهٖ عَلٰى اِحْدٰى عَشْرَةَ رَكْعَةً۔ يُصَلِّيْ اَرْبَعًا فَلَا تَسْاَلْ عَنْ حُسْنِهِنَّ وَطُوْلِهِنَّ، ثُمَّ يُصَلِّيْ اَرْبَعًا فَلَا تَسْاَلْ عَنْ حُسْنِهِنَّ وَطُوْلِهِنَّ، ثُمَّ يُصَلِّيْ ثَلَاثًا۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ સલમા બિન અબ્દુર્રહમાન ﷺએ હઝરત આઇશા ﷺને પૂછ્યું, ''રસૂલુલ્લાહ ﷺની રમઝાનની રાતની નમાઝ કેવી હતી ?'' હઝરત આઇશા ﷺએ જવાબ આપ્યો, ''રસૂલુલ્લાહ ﷺ રમઝાનમાં રાતની નમાઝ (અર્થાત્ તરાવીહ) અગિયાર રકા'તોથી વધારે પઢતા ન હતા. ચાર રકા'તો પઢતા અને તેનું લાંબી કે શ્રેષ્ઠ હોવાનું તો

૧. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૩૫.

શું કહેવું. પછી ત્રણ રકા'ત વિત્ર અદા કરતા." આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

**<u>મસ્લા-૫૧ :</u>** નમાઝે તરાવીહનો સમય ઇશા પછીથી લઈને ફજ્રના ઉદય સુધી છે.

**<u>મસ્લા-૫૨ :</u>** નમાઝે તરાવીહ બે-બે રકા'તથી પઢવી ઉત્તમ છે.

**<u>મસ્લા-૫૩ :</u>** વિત્રની નમાઝ એક રકા'ત અલગ પઢવી પણ મસ્નૂન છે.

عَنْ عَائِشَةَ ﵂ قَالَتْ : كَانَ النَّبِيُّ ﷺ يُصَلِّي فِيمَا بَيْنَ اَنْ يَفْرُغَ مِنْ صَلَاةِ الْعِشَاءِ إِلَى الْفَجْرِ إِحْدَى عَشْرَةَ رَكْعَةً يُسَلِّمُ مِنْ كُلِّ رَكْعَتَيْنِ وَيُوْتِرُ بِوَاحِدَةٍ.
(مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત આઇશા ﵂થી રિવાયત છે કે નબી અકરમ ﷺ ઇશાની નમાઝ અને ફજ્રની નમાઝ વચ્ચે અગિયાર રકા'ત નમાઝ અદા કરતા હતા. પ્રત્યેક બે રકા'તો પછી સલામ ફેરવતા અને પછી આખી નમાઝને એક રકા'તથી વિત્ર (એકી) બનાવતા. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[2]

**<u>મસ્લા-૫૪ :</u>** રસૂલુલ્લાહ ﷺએ સહાબા કિરામ ﵃ને માત્ર ત્રણ દિવસ તરાવીહની નમાઝ જમાઅતથી પઢાવી.

**<u>મસ્લા-૫૫ :</u>** મહિલાઓ તરાવીહની નમાઝ મસ્જિદમાં જઈને અદા કરી શકે છે.

عَنْ اَبِي ذَرٍّ ﵁ قَالَ : صُمْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ فَلَمْ يُصَلِّ بِنَا حَتّٰى بَقِيَ سَبْعٌ مِنَ الشَّهْرِ فَقَامَ بِنَا حَتّٰى ذَهَبَ ثُلُثُ اللَّيْلِ، ثُمَّ لَمْ يَقُمْ بِنَا فِي السَّادِسَةِ وَقَامَ بِنَا فِي الْخَامِسَةِ حَتّٰى ذَهَبَ شَطْرُ اللَّيْلِ، فَقُلْنَا : يَا رَسُوْلَ اللهِ ﷺ ! لَوْ نَفَّلْتَنَا بَقِيَّةَ لَيْلَتِنَا هٰذِهِ ؟ فَقَالَ : اِنَّهُ مَنْ قَامَ مَعَ الْإِمَامِ حَتّٰى يَنْصَرِفَ كُتِبَ لَهُ قِيَامُ لَيْلَةٍ. ثُمَّ لَمْ يُصَلِّ بِنَا حَتّٰى بَقِيَ ثَلَاثٌ مِنَ الشَّهْرِ فَصَلّٰى بِنَا فِي الثَّالِثَةِ وَدَعَا اَهْلَهُ وَنِسَائَهُ فَقَامَ بِنَا حَتّٰى تَخَوَّفْنَا الْفَلَاحَ، قُلْتُ لَهُ، وَمَا الْفَلَاحُ ؟ قَالَ : اَلسَّحُوْرُ. (رَوَاهُ التِّرْمِذِيُّ)

---

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૪૨૬.
૨. સહીહ મુસ્લિમ, કિતાબુલ મુસાફિરીન, પ્રકરણ - સલાતુલ્લૈલ.

હઝરત અબૂઝર ﷺનું કથન છે કે તેમણે કહ્યું, અમે રસૂલુલ્લાહ ﷺની સાથે રોઝા રાખ્યા, નબી અકરમ ﷺએ અમને તરાવીહની નમાઝ નથી પઢાવી, ત્યાં સુધી કે રમઝાનના સાત દિવસ બાકી રહી ગયા, ૨૩મી રાત એક તૃત્યાંશ વિતી ગયા પછી નબી અકરમ ﷺએ અમને નમાઝે તરાવીહ પઢાવી, પછી હુઝૂર અકરમ ﷺએ ચોવીસમી રાત્રે નમાઝ ન પઢાવી, પચ્ચીસમી અડધી રાત વિતી ગયા પછી નમાઝે તરાવીહ પઢાવી. અમે કહ્યું, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! એ કેટલું સારું હશે જો આપ રમઝાનની બાકી રાત્રિઓમાં પણ અમને નફિલ નમાઝ પઢાઓ.'' નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જેણે ઇમામના ફારેગ થતાં સુધી ઇમામની સાથે કયામ કર્યો (અર્થાત્ નમાઝે તરાવીહ અદા કરી) તેના માટે આખી રાત કયામનો સવાબ લખવામાં આવશે.'' પછી હુઝૂર અકરમ ﷺએ અમને નમાઝે તરાવીહ ન પઢાવી, ત્યાં સુધી કે ત્રણ દિવસ બાકી રહી ગયા, તે પછી આપ ﷺએ અમને ત્રીજી વાર સત્તાવીસમી રાત્રે તરાવીહ પઢાવી, જેમાં પોતાના ઘરવાળાઓને પણ સામેલ કર્યા, ત્યાં સુધી કે અમને 'ફલાહ'ના સમાપ્ત થવાનો ભય લાગ્યો. મેં અબૂઝર ﷺને પૂછ્યું, ફલાહ શું છે ? હઝરત અબૂઝર ﷺએ જવાબ આપ્યો, 'સહેરી.' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૧]

<u>**મસ્લા-૫૬ :**</u> એક, ત્રણ કે પાંચ વિત્ર પઢવી પણ મસ્નૂન છે.

عَنْ اَبِیْ اَیُّوْبَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰہِ ﷺ : اَلْوِتْرُ حَقٌّ عَلٰی کُلِّ مُسْلِمٍ فَمَنْ اَحَبَّ اَنْ یُوْتِرَ بِخَمْسٍ فَلْیَفْعَلْ، وَ مَنْ اَحَبَّ اَنْ یُوْتِرَ بِثَلَاثٍ فَلْیَفْعَلْ وَ مَنْ اَحَبَّ اَنْ یُوْتِرَ بِوَاحِدَۃٍ فَلْیَفْعَلْ۔ (رَوَاہُ اَبُوْ دَاوٗدَ وَالنَّسَائِیُّ وَابْنُ مَاجَۃَ)

હઝરત અબૂ ઐયુબ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''વિત્ર પઢવી દરેક મુસલમાનની જવાબદારી છે, જે પસંદ કરે તે પાંચ પઢે, જે પસંદ કરે તે ત્રણ પઢે અને જે પસંદ કરે તે એક પઢે.'' આને અબૂ દાઉદ, નસાઈ અને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૨]

<u>**મસ્લા-૫૭ :**</u> એક તશહ્હુદ અને એક સલામથી ત્રણ વિત્ર પઢવું મસ્નૂન છે.

<u>**મસ્લા-૫૮ :**</u> પહેલી રકા'તમાં સૂરઃ આલા, બીજીમાં કાફિરૂન અને ત્રીજીમાં સૂરઃ ઇખ્લાસ પઢવું મસ્નૂન છે.

---

૧. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૧, હ. ૬૪૬.
૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૨૬૦

عَنْ اُبَيِّ بْنِ كَعْبٍ ﷺ اَنَّ النَّبِيَّ ﷺ كَانَ يَقْرَءُ فِي الْوِتْرِ بِسَبِّحِ اسْمِ رَبِّكَ الْاَعْلٰى وَفِي الرَّكْعَتِ الثَّانِيَةِ : قُلْ يَا اَيُّهَا الْكَافِرُوْنَ، وَفِي الثَّالِثَةِ : قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ وَلَا يُسَلِّمُ اِلَّا فِيْ آخِرِهِنَّ - (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત ઉબઈ બિન કઅબ ﷺનું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ વિત્રની ત્રણ રકા'તોમાંથી પહેલી રકા'તમાં સૂરઃ આલા, બીજીમાં સૂરઃ કાફિરૂન અને ત્રીજીમાં સૂરઃ ઈખ્લાસ પઢતા હતા. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૧)

**<u>મસ્લા-૫૯ :</u>** મગરિબની નમાઝની જેમ બે તશહ્હુદ અને એક સલામથી ત્રણ વિત્ર અદા કરવું સાચું નથી.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ عَنِ النَّبِيِّ ﷺ قَالَ: تُوْتِرُوْ بِثَلَاثٍ اُوْتِرُوْا بِخَمْسٍ اَوْ بِسَبْعٍ وَلَا تَشَبَّهُوْا بِصَلَاةِ الْمَغْرِبِ - (رَوَاهُ الدَّارُ قُطْنِيُّ) صحيح

હઝરત અબૂ હુરૈરા ﷺ નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે ત્રણ વિત્ર (નમાઝે મગરિબની જેમ) ન પઢો, બલ્કિ પાંચ કે સાત પઢો અને (ત્રણ વિત્ર મગરિબની નમાઝની જેમ બે તશહ્હુદ અને એક સલામથી પઢીને વિત્રને મગરિબની નમાઝથી સમાનતા ન કરો.) આને દારે કુત્નીએ રિવાયત કરેલ છે.(૨)

**<u>મસ્લા-૬૦ :</u>** વિત્રમાં દુઆએ કુનૂત રુકૂઅથી પહેલાં અને પછી બંને રીતે પઢવું જાઈઝ છે.

سُئِلَ اَنَسُ بْنُ مَالِكٍ ﷺ عَنِ الْقُنُوْتِ فَقَالَ : قَنَتَ رَسُوْلُ اللّٰهِ ﷺ بَعْدَ الرُّكُوْعِ وَفِيْ رِوَايَةٍ قَبْلَ الرُّكُوْعِ وَبَعْدَهُ - (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અનસ બિન માલિક ﷺને દુઆએ કુનૂત વિશે પૂછવામાં આવ્યું, તો તેમણે કહ્યું, ''રસૂલુલ્લાહ ﷺએ રુકૂઅ પછી દુઆએ કુનૂત પઢી છે.'' એક રિવાયતમાં એમ છે કે, ''રુકૂઅથી પહેલા અને પછી બંને રીતે પઢી છે.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા-૬૧ :</u>** દુઆએ કુનૂત જે નબી અકરમ ﷺએ હસન બિન અલી ﷺને વિત્રમાં પઢવા માટે શિખવાડી તે આ છે :

---

૧. સહીહ સુનન નિસાઈ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૬૦૬

૨. અત્તાલીક, મુગની, ભા-૨, પૃ. ૨૫

૩. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૯૭૧.

عَنِ الْحَسَنِ بْنِ عَلِيٍّ رضي الله عنهما قَالَ: عَلَّمَنِيْ رَسُوْلُ اللهِ ﷺ كَلِمَاتٍ اَقُوْلُهُنَّ فِيْ قُنُوْتِ الْوِتْرِ - اَللّٰهُمَّ اهْدِنِيْ فِيْمَنْ هَدَيْتَ، وَ عَافِنِيْ فِيْمَنْ عَافَيْتَ وَ تَوَلَّنِيْ فِيْمَنْ تَوَلَّيْتَ، وَ بَارِكْ لِيْ فِيْمَا اَعْطَيْتَ، وَ قِنِيْ شَرَّ مَا قَضَيْتَ فَاِنَّكَ تَقْضِيْ وَ لَا يُقْضٰى عَلَيْكَ، اَنَّهُ لَا يَذِلُّ مَنْ وَّالَيْتَ ، وَلَا يَعِزُّ مَنْ عَادَيْتَ، تَبَارَكْتَ رَبَّنَا وَ تَعَالَيْتَ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ وَ اَبُوْ دَاؤُدَ وَ النِّسَائِيُّ وَ ابْنُ مَاجَةَ وَ الدَّارِمِيُّ)

હઝરત હસન બિન અલી رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ મને વિત્રમાં પઢવા માટે આ દુઆએ કુનૂત શિખવાડી - **"અલ્લાહુમ્મહ-દિની ફીમન્ હદઈત, વ આફિની ફીમન્ આફઈત વ તવલ્લની ફીમન્ તવલ્લઈત, વ બારિક-લી ફીમા અઅ્તઈત, વ કિની શર્ર-મા કદઈત ફઈન્નક તકદી વ-લા યુકદા અલઈક, અન્નહૂ લા યઝિલ્લુ મવ્-વાલઈત, વ-લા યઈઝ્ઝુ મન આદઈત, તબારક્ત રબ્બના વ તઆલઈત."** (હે અલ્લાહ મને માર્ગદર્શન આપ અને માર્ગદર્શન પામેલ લોકોમાં સામેલ કર. મને શાંતિ અને સલામતી પ્રદાન કર અને એ લોકોમાં સામેલ કર જેમને તેં શાંતિ અને સલામતી પ્રદાન કરેલ છે. મને તારો મિત્ર બનાવીને એ લોકોમાં સામેલ કર જેમને તેં પોતાના મિત્ર બનાવ્યા છે. જે ને'મતો (કૃપાઓ) તેં મને આપી છે તેમાં બરકત પ્રદાન કર. એ બૂરાઈથી મારી રક્ષા કર જેનો તેં નિર્ણય કર્યો છે. નિઃશંક નિર્ણય કરવાવાળો તો તું જ છે અને તારા વિરુદ્ધ નિર્ણય કરી શકાતો નથી. જેને તું મિત્ર રાખે તે પણ બદનામ નથી થતો અને જેનાથી તું દુશ્મની રાખે તે પણ ઈઝ્ઝત પ્રાપ્ત કરી શકતો નથી. હે અમારા પાલનહાર ! તારી હસ્તી ખૂબ બરકતવાળી અને ઉચ્ચ અને શ્રેષ્ઠ છે.) આને તિરમિઝી, અબૂ દાઉદ, નસાઈ, ઈબ્ને માજા અને દારમીએ રિવાયત કરેલ છે.[૧]

<u>મસ્લા-૬૨ :</u> બીજી મસ્નૂન દુઆએ કુનૂત આ છે :

عَنْ عُمَرَ رضي الله عنه اَنَّهُ قَنَتَ فَقَالَ : اَللّٰهُمَّ اِنَّا نَسْتَعِيْنُكَ وَ نَسْتَغْفِرُكَ وَ نُثْنِيْ عَلَيْكَ الْخَيْرَ كُلَّهُ وَ نَشْكُرُكَ وَ لَا نَكْفُرُكَ، وَ نَخْلَعُ وَ نَتْرُكُ مَنْ يَّفْجُرُكَ، اَللّٰهُمَّ اِيَّاكَ نَعْبُدُ وَ لَكَ نُصَلِّيْ وَ نَسْجُدُ وَ اِلَيْكَ نَسْعٰى وَ نَحْفِدُ، نَرْجُوْا رَحْمَتَكَ وَ نَخْشٰى عَذَابَكَ، اِنَّ عَذَابَكَ بِالْكُفَّارِ مُلْحَقٌ۔ (رَوَاهُ الطَّحَاوِيُّ) صحيح

હઝરત ઉમર رضي الله عنه આ દુઆએ કુનૂત પઢતા હતા : **"અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક**

૧. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૯૬૭.

**વ નસ્તગ્ફિરુક વ નુસ્ની અલઈકલ્ ખૈર કુલ્લુહૂ વ નશ્કુરુક વ-લા નક્ફુરુક, વ નખ્લઉ વ નત્રુકુ મય્યફ્જુરુક, અલ્લાહુમ્મ ઈય્યક નઅ્બુદુ વ-લ-ક નુસલ્લી વ-નસ્જુદુ વ ઈલઈક નસ્આ વ નહ્ફદુ, નરજૂ રહમતક વ નખ્શા અઝાબક, ઈન્ન અઝાબક બિલ્-કુફ્ફારિ મુલ્હિક."** (હે અલ્લાહ ! અમે તારાથી મદદ માગીએ છીએ. તારાથી બક્ષિસના અભિલાષી છીએ અને તારી દરેક પ્રકારની ઉત્તમ પ્રશંસા કરીએ છીએ. તારો શુક્ર અદા કરીએ છીએ અને નાશુક્રી (નિમકહરામી) નથી કરતા, જે વ્યક્તિ તારી અવજ્ઞા કરે અમે તેનાથી સંબંધ તોડી નાખીએ છીએ અને તેને છોડી દઈએ છીએ. હે અલ્લાહ ! અમે કેવળ તારી જ બંદગી કરીએ છીએ. કેવળ તારા માટે જ નમાઝ પઢીએ છીએ. કેવળ તને જ સિજદો કરીએ છીએ. કેવળ તારા જ માર્ગમાં મહેનત અને સંઘર્ષ કરીએ છીએ. અમે તારી રહમત (દયા)ના ઉમેદવાર છીએ, તારા અઝાબથી ડરીએ છીએ. નિઃશંક કાફિરોને તારો અઝાબ પહોંચશે.'' આને તહાવીએ રિવાયત કરેલ છે.[1]

<u>**મસ્લા-૬૩ :**</u> ત્રણ રાતથી ઓછા સમયમાં કુર્આન-કરીમ સમાપ્ત કરવું અપ્રિય કાર્ય છે.

عَنْ عَبْدِاللهِ بْنِ عَمْرٍ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ : لَمْ يَفْقَهْ مَنْ قَرَءَ الْقُرْآنَ فِيْ اَقَلَّ مِنْ ثَلَاثٍ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર ؓથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ ત્રણ રાતથી ઓછા સમયમાં કુર્આન-કરીમ સમાપ્ત કરે છે તે કુર્આનને નથી સમજતો.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[2]

<u>**મસ્લા-૬૪ :**</u> એક રાતમાં કુર્આન-કરીમ સમાપ્ત કરવું સુન્નત વિરુદ્ધ છે.

عَنْ عَائِشَةَ ؓ قَالَتْ : لَا اَعْلَمُ نَبِيَّ اللهِ ﷺ قَرَءَ الْقُرْآنَ كُلَّهُ حَتّٰى الصَّبَاحِ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત આઈશા ؓ ફરમાવે છે કે, ''હું નથી જાણતી કે નબી અકરમ ﷺએ ક્યારેય સવાર સુધી આખું કુર્આન-મજીદ સમાપ્ત કર્યું હોય.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[3]

<u>**મસ્લા-૬૫ :**</u> સજદએ તિલાવતમાં આ મસ્નૂન દુઆ પઢવી જોઈએ.

---

૧. અરવાહુલ ગલીલ ૨/૧૬૩-૧૬૫.
૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૨૪૨
૩. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૧૦૮.

عَنْ عَائِشَةَ ﵂ قَالَتْ : كَانَ النَّبِيُّ ﷺ يَقُوْلُ فِيْ سُجُوْدِ الْقُرْآنِ بِاللَّيْلِ - سَجَدَ وَجْهِيَ لِلَّذِيْ خَلَقَهٗ وَ شَقَّ سَمْعَهٗ وَ بَصَرَهٗ بِحَوْلِهٖ وَ قُوَّتِهٖ.
(رَوَاهُ اَبُوْ دَاوٗدَ وَالتِّرْمِذِيُّ وَالنَّسَائِيُّ) صحيح

હઝરત આઇશા ﵂ ફરમાવે છે કે નબી અકરમ ﷺ કયામુલ-લૈલ દરમ્યાન જ્યારે તિલાવત કરતા તો ફરમાવતા : **"સજદ વજ્હિય લિલ્લઝી ખલકહૂ વ શક્ક સમ્અહૂ વ બસરહૂ બિ-હવ્લિહી વ કુવ્વતિહી."** (મારા ચહેરાએ એ હસ્તીને સિજદો કર્યો જેણે તેને પેદા કરેલ છે અને પોતાની કુદરત અને શક્તિથી તેમાં કાન અને આંખો બનાવી.)" આને અબૂ દાઉદ, તિરમિઝી અને નસાઈએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૬૬ :** ફર્ઝ નમાઝો ઉપરાંત નફિલ નમાઝોમાં કુર્આન-કરીમમાંથી જોઈને તિલાવત કરવું જાઇઝ છે.

كَانَتْ عَائِشَةُ ﵂ يَؤُمُّهَا عَبْدُهَا ذَكْوَانُ مِنَ الْمُصْحَفِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત આઇશા ﵂ના ગુલામ ઝકવાન કુર્આન-કરીમમાંથી જોઈને નમાઝ પઢાવતા હતા. આને બુખારીએ રિવાયત કરેલ છે.[2]

**મસ્લા-૬૭ :** નફિલ ઇબાદતમાં જયાં સુધી શોખ અને લગાવ રહે, ઇબાદત કરતા રહેવું જોઈએ; તકલીફ કે થાક અનુભવાય તો છોડી દેવી જોઈએ.

**મસ્લા-૬૮ :** ઇબાદતમાં મધ્યમમાર્ગને પસંદ કરવામાં આવેલ છે.

عَنْ اَنَسٍ ﵁ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - لِيُصَلِّ اَحَدُكُمْ نَشَاطَهٗ فَاِذَا فَتَرَ فَلْيَقْعُدْ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અનસ ﵁ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''નફલ નમાઝ પોતાના મનની ખુશી અને શોખને ધ્યાનમાં રાખીને પઢો, જયારે મન (અને શરીર) થાકી જાય તો બેસી જાઓ." આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[3]

---

૧. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૨૫૫.
૨. કિતાબુલ અઝાન, પ્રકરણ - ઇમામતુલ અબ્દ વલ મૌલા.
૩. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૪૪૮.

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ: قَالَ رَسُوْلُ اللهِ ﷺ - خُذُوْا مِنَ الْاَعْمَالِ مَا تُطِيْقُوْنَ فَاِنَّ اللهَ لَا يَمَلُّ حَتّٰى تَمَلُّوْا۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત આઇશા رضي الله عنها કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''પોતાની હિંમત અનુસાર બંદગી કરો, અલ્લાહ (સવાબ આપતાં) ક્યારેય નથી થાકતો, જ્યારે કે તમે (બંદગી કરતાં-કરતાં) થાકી જાઓ છો.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرِو بْنِ الْعَاصِ رضي الله عنهما قَالَ: قَالَ رَسُوْلُ اللهِ ﷺ - يَا عَبْدَ اللهِ لَا تَكُنْ مِثْلَ فُلَانٍ كَانَ يَقُوْمُ مِنَ اللَّيْلِ فَتَرَكَ قِيَامَ اللَّيْلِ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હે અબ્દુલ્લાહ ! તમે ફલાણા માણસની જેમ ન થઈ જજો, જે રાત્રે (ઇબાદત માટે) ઉઠતો હતો, પછી તેણે ઉઠવાનું છોડી દીધું.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]



૧. લુઅ્‌લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૧૨.
૨. લુઅ્‌લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૧૭.

# رُخْصَةُ الصَّوْمِ

# રોઝાની છૂટના મસાઈલ

<u>**મસ્લા-૬૯ :**</u> સફરમાં રોઝા રાખવા અને છોડવા બંને સાચું છે.

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ : اِنَّ حَمْزَةَ بْنَ عَمْرٍو الْاَسْلَمِيِّ رضي الله عنه قَالَ لِلنَّبِيِّ ﷺ اَاَصُوْمُ فِي السَّفَرِ ؟ وَ كَانَ كَثِيْرَ الصِّيَامِ، فَقَالَ - اِنْ شِئْتَ فَصُمْ وَ اِنْ شِئْتَ اَفْطِرْ . (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત આઈશા رضي الله عنهاથી રિવાયત છે કે હમઝા બિન અમ્ર અસ્લમી رضي الله عنهએ નબી અકરમ ﷺને પૂછ્યું, ''શું હું સફરમાં રોઝા રાખું ?'' અને તેઓ ખૂબ રોઝા રાખતા હતા. હુઝૂર અકરમ ﷺએ ફરમાવ્યું, ''ચાહે તો રાખ અને ચાહે તો ન રાખ.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

عَنْ اَبِي سَعِيْدِ الْخُدْرِيِّ رضي الله عنه قَالَ : غَزَوْنَا مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ لِسِتَّ عَشْرَةَ مَضَتْ مِنْ رَمَضَانَ فَمِنَّا مَنْ صَامَ وَ مِنَّا مَنْ اَفْطَرَ فَلَمْ يَعِبِ الصَّائِمُ عَلَى الْمُفْطِرِ وَلَا الْمُفْطِرُ عَلَى الصَّائِمِ . (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ સઈદ ખુદરી رضي الله عنهથી રિવાયત છે કે અમે સોળમા રોઝાના દિવસે નબી અકરમ ﷺની સાથે જિહાદ માટે નીકળ્યા, અમારામાંથી અમુક લોકોએ રોઝો રાખ્યો અને અમુક લોકોએ રોઝો છોડી દીધો. ન રોઝાદારે રોઝો ન રાખનાર પર વાંધો ઉઠાવ્યો, ન તો રોઝો રાખનારોએ રોઝાદાર પર વાંધો ઉઠાવ્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

<u>**મસ્લા-૭૦ :**</u> હૈઝ (માસિક કે ઋતુસ્ત્રાવવાળી) કે નિફાસવાળી મહિલાએ આ સ્થિતિમાં રોઝો ન રાખવો જોઈએ, હૈઝ કે નિફાસ સમાપ્ત થઈ ગયા પછી રોઝાની કઝા અદા કરવી પડશે.

<u>**મસ્લા-૭૧ :**</u> દૂધ પીવડાવવાવાળી અને ગર્ભવતી મહિલાને રોઝો ન રાખવાની

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૮૪.
૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૫૯૯.

છૂટ છે, પછી કેવળ કઝા થશે.

عَنْ اَبِي سَعِيْدِ خُدْرِيِّ ﷺ قَالَ: قَالَ النَّبِيُّ ﷺ - اَلَيْسَ إِذَا حَاضَتْ لَمْ تُصَلِّ وَ لَمْ تَصُمْ فَذَالِكَ مِنْ نُقْصَانِ دِيْنِهَا. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ સઈદ ખુદરી ﷺએ કહ્યું, નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''શું એવું નથી (અર્થાત્ એવું છે) કે સ્ત્રી જ્યારે માસિક ધર્મમાં હોય છે તો ન નમાઝ પઢી શકે છે, ન રોઝા રાખી શકે છે અને તેના દીનમાં કમીનું કારણ આ જ છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

عَنْ اَنَسِ بْنِ مَالِكِ الْكَعْبِيِّ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ - اِنَّ اللهَ وَ ضَعَ عَنِ الْمُسَافِرِ الصَّوْمَ وَ شَطْرَ الصَّلَاةِ وَ عَنِ الْحُبْلٰى وَ الْمُرْضِعِ الصَّوْمَ.

(رَوَاهُ اَحْمَدُ وَ اَبُوْ دَاوُدَ وَ النَّسَائِيُّ وَ التِّرْمِذِيُّ وَ ابْنُ مَاجَةَ)

હઝરત અનસ બિન માલિક અલ કાઅ્બી ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહે મુસાફરને રોઝો પછી રાખવા અને અડધી નમાઝની છૂટ આપી છે, જ્યારે કે ગર્ભવતી અને દૂધ પીવડાવવાળી સ્ત્રીને રોઝા પછી રાખવાની છૂટ આપી છે.'' આને અહમદ, અબૂ દાઉદ, નસાઈ, તિરમિઝી અને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૨)

قَالَ اَبُو الزِّنَادِ ﷺ: اِنَّ السُّنَنَ وَ وُجُوْهَ الْحَقِّ لَتَأْتِيْ كَثِيْرًا عَلٰى خِلَافِ الرَّأْيِ فَلَا يَجِدُ الْمُسْلِمُوْنَ بُدًّا مِنْ اِتِّبَاعِهَا مِنْ ذَالِكَ اَنَّ الْحَائِضَ تَقْضِي الصِّيَامَ وَ لَا تَقْضِي الصَّلَاةَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ-ઝનાદ ﷺ કહે છે કે મસ્નૂન અને શરઈ આદેશ ક્યારેક મતના વિપરીત હોય છે, પરંતુ મુસલમાનો પર એ આદેશનું અનુસરણ કરવું ફરજિયાત છે. આ જ આદેશોમાં એક એ પણ છે કે માસિક ધર્મવાળી માટે રોઝાની કઝા છે, પણ નમાઝની કઝા નથી. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૩)

<u>**મસ્લા-૭૨ :**</u> સફર કે જિહાદમાં મુશ્કેલીને જોતાં રોઝા છોડી શકાય છે અને

૧. કિતાબુસ્સવ્મ, બાબુલ હાઇઝ, તરકુસ્સવ્મ વસ્સલાત.
૨. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૧, હ. ૫૭૫.
૩. કિતાબુસ્સવ્મ, બાબુલ હાઇઝ, તરકુસ્સવ્મ વસ્સલાત.

રોઝો રાખ્યો હોય તો તોડી શકાય છે. આની માત્ર કઝા થશે, પ્રાયશ્ચિત (કફ્ફારો) નહીં.

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ رَسُوْلَ اللهِ ﷺ خَرَجَ اِلٰى مَكَّةَ فِىْ رَمَضَانَ، فَصَامَ حَتّٰى بَلَغَ الْكَدِيْدَ، اَفْطَرَ، فَاَفْطَرَ النَّاسُ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺની રિવાયત છે કે નબી અકરમ ﷺ રમઝાનના મહિનામાં મક્કા તરફ (મક્કાની ચઢાઈના ઇરાદાથી) નીકળ્યા. જ્યારે કદીદ નામના સ્થળે પહોંચ્યા તો આપ ﷺએ રોઝો તોડી નાખ્યો અને લોકોએ પણ તોડી નાખ્યો. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

<u>**મસ્લા-૭૩ :**</u> ઘડપણ કે એવી બીમારી, જેના સમાપ્ત થવાની આશા ન હોય, તેના કારણે રોઝા રાખવાને બદલે ફિદયા અદા કરી શકાય છે. એક રોઝાનો ફિદયો એક મિસ્કીનને બે સમયનું ભોજન કરાવવું છે.

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ : رُخِّصَ لِلشَّيْخِ الْكَبِيْرِ اَنْ يُّفْطِرَ وَ يُطْعِمَ عَنْ كُلِّ يَوْمٍ مِسْكِيْنًا وَلَا قَضَاءَ عَلَيْهِ. (رَوَاهُ الدَّارُقُطْنِيُّ وَالْحَاكِمُ) صحيح

હઝરત ઇબ્ને અબ્બાસ ﷺની રિવાયત છે કે વૃદ્ધ માણસને રોઝા ન રાખવાની છૂટ આપવામાં આવી છે. પરંતુ તે પ્રત્યેક રોઝાના બદલામાં એક મિસ્કીનને (બે સમયનું) ભોજન કરાવે અને તેના પર કોઈ કઝા નથી. આને દારે કુત્ની અને હાકિમે રિવાયત કરેલ છે.[2]

<u>**મસ્લા-૭૪ :**</u> એવા તમામ કામો જેમાં રોઝાની છૂટ છે, જેમ કે - બીમારી, સફર, ઘડપણ, જિહાદ, સ્ત્રીના મામલામાં ગર્ભધારણ અને ઇરઝા (દૂધ પીવડાવનાર સ્ત્રી) વગેરે હોવા છતાં પણ કોઈ શોખથી રોઝો રાખી લે, પરંતુ પાછળથી રોઝો નિભાવી ન શકે, તો તેણે રોઝો તોડી નાખવો જોઈએ, આ માટે ફક્ત કઝા થશે.

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ رضي الله عنهما قَالَ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ فِىْ سَفَرٍ فَرَاٰى زِحَامًا وَ رَجُلًا قَدْ ظُلِّلَ عَلَيْهِ فَقَالَ- مَا هٰذَا ؟ -فَقَالُوْا : صَائِمٌ، فَقَالَ: لَيْسَ مِنَ الْبِرِّ الصَّوْمُ فِى السَّفَرِ. (مُتَّفَقٌ عَلَيْهِ)

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૮૦.
૨. નૈનુલ ઔતાર, કિતાબુસ્સિયામ, પ્રકરણ : માજા ફિલ મરીઝ વ શૈખ.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ؓ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺએ સફર દરમ્યાન લોકોની ભીડ જોઈ. લોકો એક માણસ પર છાંયડો કરીને ઊભા હતા. રસૂલુલ્લાહ ﷺએ પૂછ્યું, ''શું વાત છે ?'' લોકોએ નિવેદન કર્યું, ''રોઝાદાર છે.'' આપ ﷺએ ઇરશાદ ફરમાવ્યો, ''સફર દરમ્યાન (આ સ્થિતિમાં) રોઝો રાખવો નેકી નથી.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]



૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૮૧.

# صِيَامُ الْقَضَاءِ

# કઝા રોઝાના મસાઈલ

**મસ્લા-૭૫ :** ફર્ઝ રોઝાની કઝા આગળ આવતા રમઝાન પહેલા કોઈપણ સમયે કરી શકાય છે.

عَنْ عَائِشَةَ رضی اللہ عنہا قَالَتْ : كَانَ يَكُوْنُ عَلَيَّ الصَّوْمُ مِنْ رَمَضَانَ فَمَا اَسْتَطِيْعُ اَنْ اَقْضِيَ اِلَّا فِيْ شَعْبَانَ. (مُتَّفَقٌ عَلَيْهِ) صحيح

હઝરત આઈશા ﷺ કહે છે કે, ''મારા ઉપર રમઝાનના રોઝા બાકી રહેતા અને મને કઝા રોઝા શાબાનથી પહેલાં રાખવાની તક ન મળતી.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૭૬ :** ફર્ઝ રોઝાની કઝા અલગ-અલગ કે નિરંતર બંને રીતે કરવી જાઈઝ છે.

عَنْ عَائِشَةَ رضی اللہ عنہا قَالَتْ : نَزَلَتْ - فَعِدَّةٌ مِنْ اَيَّامٍ اُخَرَ مُتَتَابِعَاتٌ - فَسَقَطَتْ - مُتَتَابِعَاتٍ. (رَوَاهُ الدَّارَ قُطْنِيُّ) صحيح

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે, ''રોઝા વિશે પહેલા આ આયત નાઝિલ થઈ કે કઝા રોઝા (રમઝાન ઉપરાંત) બીજા દિવસોમાં લગાતાર રાખવામાં આવે; પરંતુ પાછળથી લગાતાર રોઝા રાખવાનો આદેશ નિરસ્ત થઈ ગયો.'' આને દારે કુત્નીએ રિવાયત કરેલ છે.(૨)

قَالَ ابْنُ عَبَّاسٍ رضی اللہ عنہما لَا بَأْسَ اَنْ يُفَرَّقَ لِقَوْلِ اللّٰهِ تَعَالٰى - فَعِدَّةٌ مِنْ اَيَّامٍ اُخَرَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે (કઝા રોઝા રાખવામાં) અલગ-અલગ રોઝા રાખવામાં આવે તો કોઈ વાંધો નથી, કેમ કે અલ્લાહ ત્આલાનો

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૮૪.
૨. નૈતુલ ઔતાર કિતાબુસ્સિયામ, પ્રકરણ : કઝા.

ઇરશાદ છે કે, ''બીજા દિવસોમાં સંખ્યા પૂરી કરવામાં આવે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૭૭ :** મૃત્યુ પામનારના કઝા રોઝા તેના વારસોએ રાખવા જોઈએ.

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - مَنْ مَاتَ وَ عَلَيْهِ صِيَامٌ صَامَ عَنْهُ وَلِيُّهُ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત આઇશા رضي الله عنها એ કહ્યું કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ મૃત્યુ પામે અને તેના ઉપર ફર્ઝ રોઝા રાખવાના બાકી રહી ગયા હોય તો તેનો વારસ કઝા રોઝા રાખે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૭૮ :** નફલ રોઝાની કઝા અદા કરવી વાજિબ નથી.

عَنْ أُمِّ هَانِئٍ رضي الله عنها قَالَتْ : لَمَّا كَانَ يَوْمُ الْفَتْحِ - فَتْحِ مَكَّةَ - جَاءَتْ فَاطِمَةُ فَجَلَسَتْ عَنْ يَسَارِ رَسُوْلِ اللّٰهِ ﷺ وَ أُمِّ هَانِئٍ عَنْ يَمِيْنِهِ قَالَتْ : فَجَاءَتِ الْوَلِيْدَةُ بِإِنَاءٍ فِيْهِ شَرَابٌ فَنَا وَ لَتْهُ فَشَرِبَ مِنْهُ ثُمَّ نَا وَ لَهُ أُمَّ هَانِئٍ فَشَرِبَتْ مِنْهُ فَقَالَتْ : يَا رَسُوْلَ اللّٰهِ ﷺ ! لَقَدْ أَفْطَرْتُ وَ كُنْتُ صَائِمَةً، فَقَالَ لَهَا - أَكُنْتِ تَقْضِيْنَ شَيْئًا ؟ قَالَتْ : لَا، قَالَ - فَلَا يَضُرُّكِ إِنْ كَانَ تَطَوُّعًا. (رَوَاهُ أَبُوْ دَاوُدَ) صحيح

હઝરત ઉમ્મે હાની رضي الله عنها કહે છે કે યવ્મે ફત્હ અર્થાત્ ફત્હ મક્કાના દિવસે હઝરત ફાતિમા رضي الله عنها રસૂલે અકરમ ﷺની ડાબી બાજુ આવીને બેસ્યા અને હું (અર્થાત્ ઉમ્મે હાની) આપ ﷺની જમણી બાજુ, એટલામાં એક લૌંડી (સેવિકા) એક વાસણ લઈને આવી, જેમાં પીવાની કોઈ વસ્તુ હતી. સેવિકાએ એ વાણસ રસૂલે અકરમ ﷺને આપ્યું, આપ ﷺએ એ વાસણમાંથી પીધું, પછી એ વાસણ મને આપ્યું, મેં તેમાંથી પીધું અને કહ્યું, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! મારો રોઝો હતો, મેં (આપ ﷺનું એઠું પીવા માટે) રોઝો તોડી નાખ્યો.'' આપ ﷺએ પૂછ્યું, ''શું તમે કઝા રોઝો રાખ્યો હતો ?'' મેં અરજ કરી, ''ના.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''જો નફિલ રોઝો હતો તો કોઈ વાંધાજનક વાત નથી.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૩)

૧. કિતાબુસ્સોમ.
૨. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૦૪.
૩. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૨, હ. ૨૧૪૫.

**મસ્લા-૭૯ :** જો કોઈએ વાદળને કારણે રોઝો સમય કરતાં વહેલા ઇફતાર કરી લીધો, પરંતુ પછી વિશ્વાસ થઈ ગયો કે સૂર્ય અસ્ત થયો ન હતો, આ સ્થિતિમાં કઝા વાજિબ થશે. એ જ પ્રમાણે સહેરીના સમયે ખાવાનું ખાઈ લીધું અને પછી વિશ્વાસ થઈ ગયો કે સુબ્હ સાદિક થઈ ચૂકી હતી, આ સ્થિતિમાં પણ કઝા વાજિબ થઈ ગઈ, કફ્ફારો કરવાની જરૂર નથી.

عَنْ اَسْمَاءَ بِنْتِ اَبِيْ بَكْرٍ رضي الله عنها قَالَتْ : اَفْطَرْنَا عَلٰى عَهْدِ رَسُوْلِ اللهِ ﷺ فِيْ يَوْمِ غَيْمٍ ثُمَّ طَلَعَتِ الشَّمْسُ، قُلْتُ لِهِشَامٍ : اُمِرُوْا بِالْقَضَاءِ؟ قَالَ : بُدٌّ مِنْ ذٰلِكَ.

(رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર  કહે છે કે રસૂલે અકરમ ﷺના જમાનામાં એક દિવસે અમે વાદળના કારણે રોઝો ઇફતાર કરી લીધો, પછી સૂર્ય નીકળી આવ્યો, (હદીસના એક રાવી ઉસામા કહે છે) મેં હિશ્શામ (બીજા રાવી)ને પૂછ્યું, ''શું લોકોને કઝાનો આદેશ એ કારણસર આપવામાં આવ્યો હતો ?'' હિશ્શામે જવાબ આપ્યો, ''કઝા સિવાય કોઈ ઉપાય છે ?'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[1]

—○★○—

૧. સહીહ સુનન ઇબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૩૫૮.

## اَلْحَالَاتُ الَّتِىْ لَا يَكْرَهُ فِيْهَا الصَّوْمُ

# એ કામો, જેનાથી રોઝો મક્રૂહ નથી થતો.

**મસ્લા-૮૦ :** ભૂલચૂકથી ખાઈ-પી લેવાથી ન રોઝો તૂટે છે, ન મક્રૂહ થાય છે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ رضى الله عنه عَنِ النَّبِىِّ ﷺ قَالَ - اِذَا نَسِىَ فَاَكَلَ وَ شَرِبَ فَالْيُتِمَّ صَوْمَهُ فَاِنَّمَا اَطْعَمَهُ اللّٰهُ وَسَقَاهُ. (رَوَاهُ الْبُخَارِىُّ)

હઝરત અબૂ હુરૈરા رضى الله عنه નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે કોઈ ભૂલથી ખાઈ-પી લે તો પોતાનો રોઝો પૂરો કરે, કેમ કે તેને અલ્લાહે ખવડાવ્યું-પીવડાવ્યું છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૮૧ :** મિસ્વાક કરવાથી રોઝો મક્રૂહ થતો નથી.

عَنْ عَامِرِ بْنِ رَبِيْعَةَ رضى الله عنه قَالَ: رَاَيْتُ النَّبِىَّ ﷺ يَسْتَاكُ وَهُوَ صَائِمٌ مَا لَا اُحْصِىْ اَوْ اَعُدُّ. (رَوَاهُ الْبُخَارِىُّ)

હઝરત આમિર બિન રબીઆ رضى الله عنهની રિવાયત છે કે મેં નબી અકરમ ﷺને રોઝાની હાલતમાં એટલી વાર મિસ્વાક કરતાં જોયા છે કે ગણી નથી શકતો. આને બુખારીએ રિવાયત કરેલ છે.[2]

**મસ્લા-૮૨ :** ગરમીની તીવ્રતાથી રોઝાદાર માથા પર પાણી વહાવી શકે છે. તેનાથી રોઝો મક્રૂહ થતો નથી.

عَنْ اَبِىْ بَكْرِ بْنِ عَبْدِ الرَّحْمَانِ رضى الله عنه عَنْ رَجُلٍ مِنْ اَصْحَابِ النَّبِىِّ ﷺ قَالَ: رَاَيْتُ النَّبِىَّ ﷺ بِالْعَرْجِ يَصُبُّ عَلٰى رَاْسِهِ الْمَاءَ وَهُوَ صَائِمٌ مِنَ الْعَطَشِ اَوْ مِنَ الْحَرِّ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ)

હઝરત અબૂબક્ર બિન અબ્દુર્રહમાન رضى الله عنه કહે છે કે નબી અકરમ ﷺના

૧. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૯૪૦.
૨. કિતાબુસ્સોમ.

સહાબામાંથી એક સહાબીએ કહ્યું, ''મેં નબી અકરમ ﷺને જોયા કે નબી અકરમ ﷺ રોઝામાં ગરમી કે તરસના કારણે માથા પર પાણી વહાવી રહ્યા હતા.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૮૩ :** રોઝાની હાલતમાં વીર્ય નીકળી જાય કે કંઈક ભીનું પ્રવાહી નીકળી જાય તો રોઝો તૂટતો કે મક્રૂહ થતો નથી.

قَالَ بْنُ عَبَّاسٍ وَ عِكْرَمَةُ رضي الله عنهما اَلصَّوْمُ مِمَّا دَخَلَ وَلَيْسَ مِمَّا خَرَجَ.

(رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنه અને હઝરત ઈકરિમા رضي الله عنه ફરમાવે છે કે ''રોઝો કોઈ વસ્તુ શરીરમાં દાખલ થવાથી તૂટે છે, શરીરમાંથી નીકળવાથી નથી તૂટતો.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૮૪ :** માથામાં તેલ લગાવવાથી, કાંસકો કરવાથી કે આંખોમાં સુરમો લગાવવાથી રોઝો મક્રૂહ થતો નથી.

**મસ્લા-૮૫ :** હાંડીનો સ્વાદ ચાખવાથી કે થૂક ગળી જવાથી રોઝો મક્રૂહ થતો નથી.

**મસ્લા-૮૬ :** માખી ગળામાં ઉતરી જવાથી કે તેના બહાર નીકળવાથી રોઝો મક્રૂહ થતો નથી.

قَالَ ابْنُ مَسْعُودٍ رضي الله عنه اِذَا كَانَ يَوْمُ صَوْمِ اَحَدِكُمْ فَلْيُصْبِحْ دَهِيْنًا مُتَرَجِّلًا.

قَالَ الْحَسَنُ رضي الله عنه لَا بَأْسَ بِالسَّعُوْطِ لِلصَّائِمِ اِنْ لَمْ يَصِلْ اِلٰى حَلْقِهٖ وَيَكْتَحِلُ.

قَالَ ابْنُ عَبَّاسٍ رضي الله عنهما: لَا بَأْسَ اَنْ يَتَطَعَّمَ الْقِدْرَ اَوِ الشَّيْءَ.

قَالَ عَطَاءٌ رحمه الله: يَبْتَلِعُ رِيْقَهٗ. قَالَ الْحَسَنُ رضي الله عنه: اِنْ دَخَلَ حَلْقَهُ الذُّبَابُ فَلَا شَيْءَ عَلَيْهِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ رضي الله عنهએ ફરમાવ્યું, ''જયારે તમારામાંથી કોઈ રોઝાદાર હોય તો તેણે તેલ-કાંસકો કરી લેવો જોઈએ.''[૩]

હઝરત હસન رضي الله عنه ફરમાવે છે કે, ''રોઝાદાર માટે નાકમાં દવા નાખવી કોઈ

૧. સહીહ સુનન.
૨. કિતાબુસ્સોમ.
૩. કિતાબુસ્સોમ, પ્રકરણ : ઈગ્તિસાલ સાઈમ.

વાંધાજનક વાત નથી, શરત એ છે કે ગળા સુધી ન પહોંચે અને રોઝાદાર સુરમો લગાવી શકે છે.''(૧)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે, ''રોઝાદાર હાંડી કે કોઈ અન્ય વસ્તુનો સ્વાદ ચાખી લે તો કોઈ વાંધો નથી.''(૨)

હઝરત અતા રહ.એ કહ્યું, ''રોઝાદાર પોતાનું થૂક ગળી શકે છે.''(૩)

હઝરત હસન ﷺએ કહ્યું, ''જો માખી રોઝાદારના ગળામાં ચાલી જાય તો કોઈ વાંધો નથી.''(૪)

<u>મસ્લા-૮૭ :</u> જો કોઈના ઉપર ગુસ્લ ફર્ઝ હોય, પરંતુ મોડો ઉઠે, તો તે સહરી ખાઈને ગુસ્લ કરી શકે છે, અલબત્ત ખાધા પહેલાં વુઝૂ કરી લેવું જોઈએ.

عَنْ اَبِيْ بَكْرِ بْنِ عَبْدِ الرَّحْمٰنِ ﷺ قَالَ : كُنْتُ اَنَا وَ اَبِيْ فَذَهَبْتُ مَعَهٗ حَتّٰى دَخَلْنَا عَلٰى عَائِشَةَ ﷺ قَالَتْ : اَشْهَدُ عَلٰى رَسُوْلِ اللّٰهِ ﷺ اِنْ كَانَ لَيُصْبِحُ جُنُبًا مِنْ جِمَاعٍ غَيْرِ احْتِلَامٍ ثُمَّ يَصُوْمُهٗ ثُمَّ دَخَلْنَا عَلٰى اُمِّ سَلَمَةَ ﷺ فَقَالَتْ : مِثْلَ ذٰلِكَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂબક્ર બિન અબ્દુર્રહમાન ﷺથી રિવાયત છે કે હું અને મારા પિતા હઝરત આઇશા ﷺની પાસે ગયા. હઝરત આઇશા ﷺએ બતાવ્યું કે, ''હું સાક્ષી આપું છું કે રસૂલુલ્લાહ ﷺ એહતિલામના કારણે નહીં, બલ્કે સંભોગના કારણે જનાબતની હાલતમાં સવાર કરતા અને (ગુસ્લ વગર) રોઝા રાખતા (પાછળથી નમાઝે ફજ્રથી પહેલાં ગુસ્લ કરતા), પછી અમે (બંને) હઝરત ઉમ્મે સલમા ﷺની પાસે આવ્યા અને તેમણે પણ આ જ વાત કહી.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૫)

عَنْ عَائِشَةَ ﷺ قَالَتْ : كَانَ رَسُوْلُ اللّٰهِ ﷺ اِذَا كَانَ جُنُبًا فَاَرَادَ اَنْ يَّاْكُلَ اَوْ يَنَامَ تَوَضَّاَ وُضُوْءَهٗ لِلصَّلَاةِ. (رَوَاهُ مُسْلِمٌ)

---

૧. કિતાબુસ્સોમ, પ્રકરણ : કૌલુન્નબી.
૨. કિતાબુસ્સોમ, પ્રકરણ : ઇગ્તિસાલ સાઇમ.
૩. કિતાબુસ્સોમ, પ્રકરણ : ઇગ્તિસાલ સાઇમ.
૪. કિતાબુસ્સોમ, પ્રકરણ : ઇગ્તિસાલ સાઇમ.
૫. કિતાબુસ્સોમ, પ્રકરણ : ઇગ્તિસાલ સાઇમ.

હઝરત આઈશા ﷺ ફરમાવે છે, ''રસૂલુલ્લાહ ﷺ જનાબતની હાલતમાં ખાવા કે ઊંઘવા માગતા, તો પહેલા નમાઝની જેમ વુઝૂ કરી લેતા.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૮૮ :** રોઝાની હાલતમાં પત્નીને ચુંબન કરવું જાઈઝ છે, શરત એ છે કે ભાવના ઉપર કાબૂ હોય.

**મસ્લા-૮૯ :** ગરમીની તીવ્રતાથી રોઝાદાર ગુસ્લ કે કોગળો કરી શકે છે.

عَنْ عُمَرَ رضي الله عنه قَالَ : هَشَشْتُ فَقَبَّلْتُ وَ اَنَا صَائِمٌ فَقُلْتُ : يَا رَسُوْلَ اللهِ ﷺ صَنَعْتُ الْيَوْمَ اَمْرًا عَظِيْمًا قَبَّلْتُ وَ اَنَا صَائِمٌ، فَقَالَ : اَرَاَيْتَ لَوْ مَضْمَضْتَ مِنَ الْمَاءِ وَ اَنْتَ صَائِمٌ . قُلْتُ : لَا بَاْسَ بِهِ، فَقَالَ : رَسُوْلُ اللهِ ﷺ - فَمَهْ ؟ (رَوَاهُ اَحْمَدُ وَ اَبُوْ دَاوٗدَ)

હઝરત ઉમર ﷺની રિવાયત છે કે એક દિવસે મારું મન થયું અને મેં મારી પત્નીને ચુંબન લઈ લીધું. મેં નબી અકરમ ﷺની સેવામાં જઈને અરજ કરી, ''આજે મેં મોટું (ખોટું) કામ કર્યું છે, રોઝાની હાલતમાં ચુંબન લઈ લીધું છે.'' રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''સારું તો બતાવો, જો તમે રોઝાની હાલતમાં કોગળો કરી લો તો પછી.'' મેં અરજ કરી, ''કોગળો કરવામાં શું વાંધો છે ?'' નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''તો પછી કઈ વસ્તુમાં વાંધો છે ?'' (અર્થાત્ ચુંબન લેવામાં કોઈ વાંધો નથી.) આને અહમદ અને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૯૦ :** રોઝાની હાલતમાં 'પૂછના' (Scarification, નસ્તર કરાવવું) લગાવવું જાઈઝ છે.

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ : اِحْتَجَمَ النَّبِيُّ ﷺ وَ هُوَ صَائِمٌ . (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે નબી અકરમ ﷺએ રોઝાની હાલતમાં 'પૂછના' લગાવડાવ્યા. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૩]

સ્પષ્ટીકરણ : ઈલાજ માટે સોઈ, બ્લેડ કે અસ્ત્રાની સાથે શરીરના કોઈ ભાગથી લોહી કાઢવાને 'પૂછના લગાવવું' કહે છે.



૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૧૬૨.
૨. સહીહ સુનન, અબી દાઉદ, ભા-૨, હ. ૨૦૮૯.
૩. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૯૪૨

# اَلْاَشْيَاءُ الَّتِىْ لَا يَجُوْزُ فِعْلُهَا فِى الصَّوْمِ

# એ કામો, જે રોઝાની હાલતમાં નાજાઈઝ છે.

**મસ્લા-૯૧ :** ગીબત (પીઠ પાછળ નિંદા કરવી), જૂઠ બોલવું, ગાળ બોલવી, લડાઈ-ઝગડો કરવો રોઝાની હાલતમાં નાજાઈઝ છે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - مَنْ لَمْ يَدَعْ قَوْلَ الزُّوْرِ وَالْعَمَلَ بِهٖ فَلَيْسَ لِلّٰهِ حَاجَةٌ فِىْ اَنْ يَدَعَ طَعَامَهٗ وَشَرَابَهٗ۔ (رَوَاهُ الْبُخَارِىُّ)

હઝરત અબૂ હુરૈરા રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ (રોઝો રાખીને) જૂઠ બોલવાનું, અને તેના ઉપર અમલ કરવાનું ન છોડે, તો અલ્લાહને એ વાતની કોઈ જરૂર નથી કે તે ખાવા-પીવાનું છોડી દે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - اَلصِّيَامُ جُنَّةٌ وَ اِذَا كَانَ يَوْمُ صَوْمِ اَحَدِكُمْ فَلَا يَرْفُثْ وَ لَا يَصْخَبْ فَاِنْ سَابَّهٗ اَحَدٌ اَوْ قَاتَلَهٗ فَلْيَقُلْ اِنِّىْ امْرُءٌ صَائِمٌ۔ (رَوَاهُ الْبُخَارِىُّ)

હઝરત અબૂ હુરૈરા રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''રોઝા ઢાલ છે, તેથી જો કોઈ રોઝો રાખે તો અશ્લીલ વાત ન કરે, નિર્લજ્જતા ન આચરે. જો કોઈ બીજો માણસ રોઝાદારથી ગાળાગાળી કરે કે ઝગડો કરે તો રોઝાદાર કહી દે કે (ભાઈ) હું રોઝાથી છું.'' (તમારી વાતોનો જવાબ નહીં આપું.) આને બુખારીએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૯૨ :** રોઝાની હાલતમાં નિર્લજ્જ, અશ્લીલ અને જિહાલત (અજ્ઞાનતા)ના કાર્યો કે ખરાબ વાતો કરવાની મનાઈ છે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - لَيْسَ الصِّيَامُ مِنَ الْاَكْلِ وَ الشُّرْبِ اِنَّمَا الصِّيَامُ مِنَ اللَّغْوِ وَ الرَّفَثِ فَاِنْ سَابَّكَ اَحَدٌ اَوْ جَهِلَ عَلَيْكَ فَلْتَقُلْ اِنِّىْ صَائِمٌ اِنِّىْ صَائِمٌ۔ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحیح

---

૧. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૯૨૫.
૨. કિતાબુસ્સોમ.

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''રોઝા ખાવા-પીવાથી રોકાઈ જવાનું નામ નથી, બલ્કે નિર્લજ્જ અને ગંદા કાર્યોથી અટકી જવાનું નામ છે, તેથી જો રોઝાદારથી કોઈ ગાળાગાળી કરે કે જિહાલતનું વર્તન કરે તો તેણે કહી દેવું જોઈએ હું રોઝાથી છું.'' (અર્થાત્ તમારા ઉદ્ધત વર્તનનો કોઈ જવાબ નહીં આપું.) આને ઇબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[1]

عَنْ اَبِیْ هُرَیْرَةَ ﷺ عَنِ النَّبِیِّ ﷺ - لَا تُسَابَّ وَ اَنْتَ صَائِمٌ فَاِنْ سَابَّكَ اَحَدٌ فَقُلْ اِنِّیْ صَائِمٌ وَاِنْ كُنْتَ قَائِمًا فَاجْلِسْ۔ (رَوَاهُ ابْنُ خُزَیْمَةَ) صحیح

હઝરત અબૂ હુરૈરા ﷺ નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે રોઝાની હાલતમાં કોઈને ગાળ ન આપો, જો કોઈ બીજો તમને ગાળ આપે, તો તેને કહી દો કે હું રોઝાથી છું, જો ઊભા હોવ તો બેસી જાઓ. આને ઇબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[2]

<u>મસ્લા-૯૩ :</u> જો રોઝાદાર પોતાની વાસના પર કાબૂ ન રાખી શકતો હોય તો તેના માટે પત્નીથી ગળે લાગવું કે ચુંબન કરવું જાઈઝ નથી.

عَنْ عَائِشَةَ ﷺ قَالَتْ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ یُقَبِّلُ وَ یُبَاشِرُ وَ هُوَ صَائِمٌ وَ كَانَ اَمْلَكَكُمْ لِاِرْبِهٖ۔ (رَوَاهُ الْبُخَارِیُّ)

હઝરત આઇશા ﷺ ફરમાવે છે કે, ''નબી અકરમ ﷺ રોઝાની હાલતમાં ચુંબન કરતા, ગળે લાગતા પરંતુ તેઓ પોતાની વાસના પર સૌથી વધારે કાબૂ રાખનારા હતા.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[3]

عَنْ اَبِیْ هُرَیْرَةَ ﷺ اَنَّ رَجُلًا سَاَلَ النَّبِیَّ ﷺ عَنِ الْمُبَاشَرَةِ لِلصَّائِمِ فَرَخَّصَ لَهٗ وَ اَتَاهُ اٰخَرُ فَنَهَاهُ فَاِذَا الَّذِیْ رَخَّصَ لَهٗ شَیْخٌ وَاِذَا الَّذِیْ نَهَاهُ شَابٌّ۔

(رَوَاهُ اَبُوْ دَاؤُدَ) حسن

હઝરત અબૂ હુરૈરા ﷺની રિવાયત છે કે એક માણસે નબી કરીમ ﷺને રોઝાની હાલતમાં (પત્નીથી) ગળે લાગવા વિશે પ્રશ્ન કર્યો. નબી કરીમ ﷺએ પરવાનગી આપી દીધી. પછી એક અન્ય માણસ આવ્યો, તેણે પણ એ જ પ્રશ્ન પૂછ્યો. નબી અકરમ

૧. ઇબ્ને ખુઝૈમા લિલ દક્તૈર મુહમ્મદ મુસ્તફા આઝમી, ભા-૩, હ. ૧૯૯૬.
૨. ઇબ્ને ખુઝૈમા લિલ દક્તૈર મુહમ્મદ મુસ્તફા આઝમી, ભા-૩, હ. ૧૯૯૪.
૩. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૯૩૯.

ﷺએ તેને મનાઈ કરી દીધી. (અબૂ હુરૈરા ﵁ કહે છે) જેને નબી કરીમ ﷺએ પરવાનગી આપી હતી તે વૃદ્ધ હતો અને જેને નબી કરીમ ﷺએ મનાઈ કરી તે યુવાન હતો. આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧)

<u>મસ્લા-૯૪ :</u> રોઝાની હાલતમાં કોગળા કરતી વખતે નાકમાં એ રીતે પાણી નાખવું જાઈઝ નથી કે ગળા સુધી પહોંચવાની આશંકા હોય.

عَنْ لَقِيْطِ بْنِ صَبْرَةَ ﵁ قَالَ : قُلْتُ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ ! اَخْبِرْنِيْ عَنِ الْوُضُوْءِ ؟
قَالَ - اَسْبِغِ الْوُضُوْءَ وَ خَلِّلْ بَيْنَ الْاَصَابِعِ وَ بَالِغْ فِي الْاِسْتِنْشَاقِ اِلَّا
اَنْ تَكُوْنَ صَائِمًا ۔ (رَوَاهُ اَبُوْ دَاوُدَ وَالتِّرْمِذِيُّ) صحيح

હઝરત લુકીત બિન સબરા ﵁થી રિવાયત છે કે મેં કહ્યું, હે અલ્લાહના રસૂલ ﷺ ! વુઝૂ વિશે મને કંઈક બતાવો.'' નબી અકરમ ﷺએ ફરમાવ્યું, '' વુઝૂ પૂરેપૂરું કરો, આંગળીઓની વચ્ચે ખિલાલ કરો અને નાકમાં સારી રીતે પાણી નાખો, પરંતુ જો રોઝો હોય તો પછી આવું ન કરો.'' આને અબૂ દાઉદ અને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૨)



૧. સહીહ સુનન અબી દાઉદ, ભા-૨, હ. ૨૦૯૦.
૨. સહીહ સુનન તિરમિઝી, ભા-૧, હ. ૬૩૧

# اَلْاَشْیَاءُ الَّتِیْ تُفْسِدُ الصَّوْمِ

# રોઝાને ખરાબ કરનારાં કે તોડનારાં કાર્યો

**મસ્લા-૯૫ :** રોઝા દરમ્યાન સંભોગ કરવાથી રોઝો તૂટી જાય છે. તેના ઉપર કફ્ફારો પણ છે, અને કઝા પણ.

**મસ્લા-૯૬ :** રોઝાનો કફ્ફારો એક ગુલામ આઝાદ કરવો અથવા બે મહિનાના લગાતાર રોઝા રાખવા અથવા સાઇઠ ગરીબો-મોહતાજોને ભોજન કરાવવું છે.

عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ : بَيْنَمَا نَحْنُ جُلُوْسٌ عِنْدَ النَّبِیِّ ﷺ اِذْ جَاءَهُ رَجُلٌ فَقَالَ : يَا رَسُوْلَ اللهِ ﷺ ! هَلَكْتُ قَالَ : مَالَكَ ؟ قَالَ : وَقَعْتُ عَلٰى امْرَاَتِیْ وَاَنَا صَائِمٌ، فَقَالَ : رَسُوْلُ اللهِ ﷺ : هَلْ تَجِدُ رَقَبَةً تُعْتِقُهَا ؟ قَالَ : لَا، قَالَ : فَهَلْ تَسْتَطِيْعُ اَنْ تَصُوْمَ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ ؟ قَالَ : لَا، قَالَ - فَهَلْ تَجِدُ اِطْعَامَ سِتِّيْنَ مِسْكِيْنًا ؟ قَالَ : لَا، قَالَ - اِجْلِسْ - وَمَكَثَ النَّبِیُّ ﷺ فَبَيْنَمَا نَحْنُ عَلٰى ذَالِكَ اُتِیَ النَّبِیُّ ﷺ بِعَرَقٍ فِيْهِ تَمْرٌ - وَ الْعَرَقُ الْمِكْتَلُ الضَّخْمُ - قَالَ : اَيْنَ السَّائِلُ ؟ فَقَالَ : اَنَا، قَالَ - خُذْ هٰذَا فَتَصَدَّقْ بِهٖ - فَقَالَ الرَّجُلُ : اَعَلٰى اَفْقَرَ مِنِّیْ يَا رَسُوْلَ اللهِ ﷺ ؟ فَوَاللهِ مَا بَيْنَ لَا بَتَيْهَا يُرِيْدُ الْحَرَّتَيْنِ اَهْلُ بَيْتٍ اَفْقَرَ مِنْ اَهْلِ بَيْتِیْ، فَضَحِكَ النَّبِیُّ ﷺ حَتّٰى بَدَتْ اَنْيَابُهٗ ثُمَّ قَالَ : اَطْعِمْهُ اَهْلَكَ ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ હુરૈરા رضی اللہ عنہથી રિવાયત છે કે અમે નબી અકરમ ﷺની પાસે બેસ્યા હતા કે એક સહાબી આવ્યા અને કહેવા લાગ્યા, ''હે રસૂલુલ્લાહ ﷺ ! હું તો માર્યો ગયો.'' નબી અકરમ ﷺએ પૂછ્યું, ''શું વાત છે ?'' તેમણે કહ્યું, ''હું રોઝાની હાલતમાં સંભોગ કરી બેસ્યો છું.'' રસૂલુલ્લાહ ﷺએ પૂછ્યું, ''શું તું એક ગુલામ આઝાદ કરી શકે છે ?'' તેમણે કહ્યું, ''ના.'' નબી અકરમ ﷺએ ફરી પૂછ્યું, ''શું બે માસના લગાતાર રોઝા રાખી શકો છો ?'' તેમણે અરજ કરી, ''ના.'' નબી અકરમ ﷺએ ફરી પૂછ્યું, ''શું સાઇઠ ગરીબોને ભોજન કરાવી શકો છો ?'' તેમણે અરજ કરી, ''ના.'' નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''સારું બેસી જાઓ.'' નબી અકરમ ﷺ થોડી વાર ચૂપ રહ્યા. અમે હજુ એ હાલતમાં બેસ્યા હતા કે હુઝૂર ﷺની સેવામાં એક ખજૂરોનો અર્ક લાવવામાં

આવ્યો. અર્ક મોટા ટોપલાને કહેવામાં આવે છે. નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''આ ખજૂરો લઈ જાઓ અને સદકો કરી દો.'' તેણે અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! શું સદકો મારાથી વધારે ગરીબ-મોહતાજને આપું ? અલ્લાહના સોગંદ, મદીનાની આખી વસ્તીમાં મારા ઘરથી વધારે ગરીબ-વંચિત કોઈ નથી. રસૂલુલ્લાહ ﷺ હસી પડ્યા, ત્યાં સુધી કે નબી અકરમ ﷺના અંદરના દાંત દેખાવા લાગ્યા. નબી કરીમ ﷺએ ફરમાવ્યું, ''સારું જાઓ પોતાના ઘરવાળાઓને જ ખવડાવી દો.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

عَنْ سَعِيْدِ بْنِ الْمُسَيَّبِ رضي الله عنه قَالَ : جَاءَ رَجُلٌ اِلَى النَّبِيِّ ﷺ فَقَالَ : اِنِّيْ اَفْطَرْتُ يَوْمًا مِنْ رَمَضَانَ فَقَالَ لَهُ النَّبِيُّ ﷺ - تَصَدَّقْ وَاسْتَغْفِرِ اللهَ وَ صُمْ يَوْمًا مَكَانَهُ.

(رَوَاهُ ابْنُ اَبِيْ شَيْبَةَ فِي الْمُصَنَّفِ)

હઝરત સઈદ બિન મુસય્યિબ رضي الله عنه કહે છે કે એક માણસ નબી અકરમ ﷺની પાસે આવ્યો અને કહ્યું, ''મેં રમઝાનનો રોઝો તોડી નાખ્યો છે.'' નબી અકરમ ﷺએ તેને કહ્યું, ''સદકો કર. અલ્લાહથી માફી માંગ, અને રોઝાની કઝા અદા કર.'' આને ઇબ્ને અબી શૈબાએ મુસન્નફમાં રિવાયત કરેલ છે.(૨)

**સ્પષ્ટીકરણ :** આજે પણ જો કોઈ વ્યક્તિ પર આવી સ્થિતિ આવી પડે અને ત્રણેય કામોમાંથી કોઈ એકની પણ તે શક્તિ ન ધરાવતો હોય તો તેણે યથાશક્તિ સદકો કરવો જોઈએ, પરંતુ જ્યારે ત્રણેયમાંથી કોઈ એક કામ કરવાની તેને શક્તિ પ્રાપ્ત થઈ જાય તો કફ્ફારો ફરજિયાત હશે.

**મસ્લા-૯૭ :** જાણી-જોઈને ઉલ્ટી કરવાથી રોઝો તૂટી જાય છે અને તેના માટે પણ કઝા વાજિબ છે.

**મસ્લા-૯૮ :** આપોઆપ ઉલ્ટી આવી જાય તો રોઝો તૂટતો નથી.

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - مَنْ ذَرَعَهُ قَيْءٌ وَ هُوَ صَائِمٌ فَلَيْسَ عَلَيْهِ قَضَاءٌ، وَ اِنِ اسْتَقَاءَ فَلْيَقْضِ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ وَابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબૂ હુરૈરા رضي الله عنهથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે રોઝાદારને આપોઆપ ઉલ્ટી આવી જાય તેના ઉપર કઝા નથી. અલબત્ત, જે રોઝાદાર

૧. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૯૨૫.
૨. કિતાબુસ્સોમ.

જાણીજોઈને ઉલ્ટી કરે તે કઝા રોઝો રાખે.'' આને અબૂ દાઉદ અને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[1]

<u>**મસ્લા-૯૯ :**</u> માસિક ધર્મ કે નિફાસ (પ્રસૂતિજન્ય રક્તસ્રાવ) શરૂ થઈ જવાથી મહિલાનો રોઝો તૂટી જાય છે. રોઝાની કઝા છે, પણ નમાઝની નથી.

عَنْ اَبِيْ سَعِيْدٍ الْخُدْرِيِّ رضي الله عنه قَالَ : قَالَ النَّبِيُّ ﷺ - اَلَيْسَ اِذَا حَاضَتْ لَمْ تُصَلِّ وَلَمْ تَصُمْ فَذٰلِكَ مِنْ نُقْصَانِ دِيْنِهَا . (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ સઈદ ખુદરી રઝિ. કહે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''શું એવું નથી કે સ્ત્રીને જ્યારે માસિક ધર્મ આવે છે, તો ન નમાઝ પઢી શકે છે, ન રોઝા રાખી શકે છે, અને સ્ત્રીઓના દીનમાં કમીનું કારણ આ જ છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[2]

قَالَ اَبُو الزِّنَادِ رحمه الله : اَنَّ السُّنَنَ وَ وُجُوْهَ الْحَقِّ لَتَأْتِيْ كَثِيْرًا عَلٰى خِلَافِ الرَّاْيِ فَلَا يَجِدُ الْمُسْلِمُوْنَ بُدًّا مِنْ اِتِّبَاعِهَا مِنْ ذٰلِكَ اَنَّ الْحَائِضَ تَقْضِي الصِّيَامَ وَ لَا تَقْضِي الصَّلَاةَ . (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબુલ ઝનાદ રહે કહે છે કે મસ્નૂન અને શરઈ આદેશો ક્યારેક રાય (સર્વસંમત અભિપ્રાય)થી વિપરીત હોય છે, પરંતુ મુસલમાનો પર એ આદેશોનું અનુપાલન કરવું અનિવાર્ય છે. આ જ આદેશોમાંથી એક એ પણ છે કે માસિક-ધર્મવાળી (સ્ત્રી) રોઝાની કઝા તો કરશે, પરંતુ નમાઝની કઝા નહીં કરે. આને બુખારીએ રિવાયત કરેલ છે.[3]



૧. સહીહ સુનન અબી દાઉદ, ભા-૨, હ. ૨૦૮૪.
૨. કિતાબુસ્સોમ, પ્રકરણ : હાઇઝ તરકુસ્સોમ વસ્સલાત.
૩. કિતાબુસ્સોમ, પ્રકરણ : હાઇઝ તરકુસ્સોમ વસ્સલાત.

# صِيَامُ التَّطَوُّعِ

# નફલી રોઝા

**મસ્લા-૧૦૦ :** નફલી રોઝાની ફઝીલત (શ્રેષ્ઠતા).

عَنْ أَبِي سَعِيْدٍ رضي الله عنه قَالَ : سَمِعْتُ النَّبِيَّ ﷺ يَقُوْلُ - مَنْ صَامَ يَوْمًا فِيْ سَبِيْلِ اللهِ بَعَّدَ اللهُ وَجْهَهُ عَنِ النَّارِ سَبْعِيْنَ خَرِيْفًا . (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ સઈદ رضي الله عنه કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે જેણે અલ્લાહની રાહમાં એક દિવસ રોઝો રાખ્યો, અલ્લાહ તઆલા તેને સિત્તેર વર્ષના અંતરની બરાબર જહન્નમની આગથી દૂર કરી દેશે. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૧૦૧ :** દર વર્ષે શવ્વાલમાં છ રોઝાનો સવાબ જીવનભર રોઝા રાખવા બરાબર છે.

عَنْ أَبِي أَيُّوْبَ رضي الله عنه أَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ : مَنْ صَامَ رَمَضَانَ ثُمَّ أَتْبَعَهُ بِسِتٍّ مِنْ شَوَّالٍ فَكَأَنَّمَا صَامَ الدَّهْرَ . (رَوَاهُ مُسْلِمٌ وَ أَبُوْ دَاوُدَ وَالنَّسَائِيُّ وَالتِّرْمِذِيُّ وَابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબૂ ઐયુબ અન્સારી رضي الله عنهથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ રમઝાનના રોઝા રાખીને (દર વર્ષે) શવ્વાલમાં પણ છ રોઝા રાખે તેને જીવનભરના રોઝાનો સવાબ મળે છે.'' આને મુસ્લિમ, અબૂ દાઉદ, નસાઈ, તિરમિઝી અને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૨]

**સ્પષ્ટીકરણ :** ૩૦+૬=૩૬x૧૦=૩૬૦ રોઝાઓનો સવાબ અર્થાત્ આખા વર્ષના અને જો દર વર્ષના રમઝાન પછી (દર વર્ષે નિયમિત) શવ્વાલના છ રોઝા રાખવામાં આવે, તો જીવનભરના રોઝાઓનો સવાબ થઈ જશે.

**મસ્લા-૧૦૨ :** નિયમિત 'ઐયામે બૈઝ' (ચાંદની તારીખો ૧૩, ૧૪ અને

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૦૯.
૨. સહીહ સુનન અબી દાઉદ, ભા-૨, હ. ૨૧૨૫.

૧૫)ના રોઝા રાખવાથી જીવનભરનો સવાબ મળે છે.

عَنْ اَبِيْ قَتَادَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - ثَلَاثٌ مِنْ كُلِّ شَهْرٍ وَ رَمَضَانُ اِلَى رَمَضَانَ فَهٰذَا صِيَامُ الدَّهْرِ كُلِّهٖ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ કતાદા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''એક રમઝાનથી બીજા રમઝાન વચ્ચેના સમયગાળામાં પ્રત્યેક મહિનામાં ત્રણ દિવસ (ઐયામે બૈઝ)ના રોઝા રાખવા જીવનભરના રોઝા રાખવા બરાબર છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :** ૩x૧૨=૩૬x૧૦=૩૬૦ રોઝા.

<u>**મસ્લા-૧૦૩ :**</u> સફરમાં નફલી રોઝા રાખવા જાઈઝ છે.

عَنْ حَمْزَةَ بْنِ عَمْرٍ وَالْاَسْلَمِيِّ ﷺ اَنَّهٗ سَاَلَ رَسُوْلَ اللهِ ﷺ اَصُوْمُ فِي السَّفَرِ ؟ قَالَ - اَنْ شِئْتَ فَصُمْ وَاِنْ شِئْتَ فَاَفْطِرْ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત હમઝા બિન ઉમર અસ્લમી ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું, ''શું હું સફરમાં રોઝો રાખું ?'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''જો ચાહો તો રાખો, ચાહો તો ન રાખો.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.[૨]

<u>**મસ્લા-૧૦૪ :**</u> જિહાદના સફરમાં નફલી રોઝા રાખવાવાળાને અલ્લાહ તઆલા સિત્તેર વર્ષના અંતરના બરાબર જહન્નમથી દૂર કરી દે છે.

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા ૧૦૦ માં જુઓ.

<u>**મસ્લા-૧૦૫ :**</u> સોમવાર અને જુમેરાત (ગુરુવાર)નો રોઝો રાખવો રસૂલે અકરમ ﷺને પસંદ હતું.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - تُعْرَضُ الْاَعْمَالُ يَوْمَ الْاِثْنَيْنِ وَ الْخَمِيْسِ فَاُحِبُّ اَنْ يُعْرَضَ عَمَلِيْ وَاَنَا صَائِمٌ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''સોમવાર અને ગુરુવારે લોકોના કર્મો અલ્લાહની સામે રજૂ કરવામાં આવે છે. હું ઈચ્છું છું કે જ્યારે મારા કર્મો અલ્લાહના ત્યાં રજૂ કરવામાં આવે તો હું રોઝાથી હોઉં.'' આને તિરમિઝીએ

૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૬૨૦.
૨. સહીહ સુનન નસાઈ, લિલ અલબાની, ભા-૨, હ. ૨૧૭૦.

રિવાયત કરેલ છે.(૧)

<u>**મસ્લા-૧૦૬ :**</u> અરફાના દિવસ (૯ ઝિલહજ્જ)નો રોઝો એક પાછળના અને એક આગળના અર્થાત્ બે વર્ષના (નાના) ગુનાઓનો કફ્ફારો છે. જ્યારે કે આશૂરા (૧૦ મુહર્રમ)નો રોઝો પાછળના એક વર્ષના (સગીરા ગુનાઓનો) કફ્ફારો છે.

عَنْ اَبِیْ قَتَادَةَ ﷺ اَنَّ النَّبِیَّ ﷺ قَالَ - صِیَامُ یَوْمِ عَرَفَةَ اَحْتَسِبُ عَلَی اللّٰهِ اَنْ یُّکَفِّرَ السَّنَةَ الَّتِیْ قَبْلَهٗ وَ سَنَّةَ الَّتِیْ بَعْدَهٗ وَ صِیَامُ یَوْمِ عَاشُوْرَاءَ اَحْتَسِبُ عَلَی اللّٰهِ اَنْ یُّکَفِّرَ السَّنَةَ الَّتِیْ قَبْلَهٗ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ કતાદા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હું અલ્લાહ ત્આલાથી આશા રાખું છું કે અરફાના દિવસના બદલામાં અલ્લાહ ત્આલા એક પાછળના અને એક આગળના વર્ષના ગુનાઓ માફ ફરમાવશે અને આશૂરાના દિવસના રોઝાના બદલામાં પાછળના એક વર્ષના ગુનાઓ માફ ફરમાવશે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

<u>**મસ્લા-૧૦૭ :**</u> માત્ર દસ મુહર્રમનો રોઝો રાખવો મકરૂહ છે.

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા ૧૩૦ માં જુઓ.

<u>**મસ્લા-૧૦૮ :**</u> રસૂલે અકરમ ﷺ શાબાનના મહિનામાં બાકી બધા મહિનાઓ કરતાં વધારે રોઝા રાખતા હતા.

عَنْ عَائِشَةَ ﷺ اَنَّهَا قَالَتْ : مَا رَاَیْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ اسْتَکْمَلَ صِیَامَ شَهْرٍ اِلَّا رَمَضَانَ، وَمَا رَاَیْتُهٗ اَکْثَرَ صِیَامًا مِنْهُ فِیْ شَعْبَانَ۔ (مُتَّفَقٌ عَلَیْهِ)

હઝરત આઈશા ﷺ કહે છે, ''મેં રસૂલુલ્લાહ ﷺને રમઝાન સિવાય કોઈ મહિનામાં પૂરા રોઝા રાખતાં નથી જોયાં, ન તો શાબાન સિવાય કોઈ અન્ય મહિનામાં વધુમાં વધુ રોઝા રાખતા જોયા છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

**સ્પષ્ટીકરણ :** ૧૫ શાબાનના દિવસે વિશેષ રૂપે રોઝો રાખવાની તમામ હદીસો અવિશ્વસનીય-અપ્રમાણિત છે, વધારેમાં વધારે જે વસ્તુ સહીહ હદીસોથી સાબિત છે તે એ છે કે એ મહિનામાં હુઝૂરે અકરમ ﷺ વધારે રોઝા રાખતા હતા.

---

૧. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૧, હ. ૫૯૬.
૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૬૨૦.
૩. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૧૧ઈ

**મસ્લા-૧૦૯ :** નફલી રોઝા રાખવામાં એક દિવસ છોડીને બીજા દિવસે રોઝો રાખવાની રીત સૌથી શ્રેષ્ઠ છે.

عَنْ عَبْدِ اللّٰهِ ابْنِ عَمْرٍو ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - صُمْ فِيْ كُلِّ شَهْرٍ ثَلَاثَةَ اَيَّامٍ - قُلْتُ : اِنِّيْ اَقْوٰى مِنْ ذَالِكَ فَلَمْ يَزَلْ يَرْفَعُنِيْ حَتّٰى قَالَ - صُمْ يَوْمًا وَ اَفْطِرْ يَوْمًا فَاِنَّهُ اَفْضَلُ الصِّيَامِ وَ هُوَ صَوْمُ اَخِيْ دَاوٗدَ عليه السلام - (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''દર મહિને ત્રણ દિવસના રોઝા રાખો.'' મેં અરજ કરી, ''મારામાં આનાથી વધારે શક્તિ છે.'' રસૂલુલ્લાહ ﷺ નિરંતર મારા પાસે ઓછા કરાવતા રહ્યા, ત્યાં સુધી કે આપ ﷺએ ફરમાવ્યું, ''એક દિવસ રોઝો રાખો અને એક દિવસ છોડી દેવાનું રાખો, આ સૌથી શ્રેષ્ઠ રોઝા છે. મારા ભાઈ હઝરત દાઉદ ﷺની રીત પણ આ જ હતી.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**<u>મસ્લા-૧૧૦ :</u>** મુહર્રમના મહિનામાં રોઝા રાખવાની શ્રેષ્ઠતા.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ : اَفْضَلُ الصِّيَامِ بَعْدَ رَمَضَانَ شَهْرُ اللّٰهِ الْمُحَرَّمِ، وَاَفْضَلُ الصَّلَاةِ بَعْدَ الْفَرِيْضَةِ صَلَاةُ اللَّيْلِ - (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺને ફરમાવ્યું, ''રમઝાન પછી સૌથી શ્રેષ્ઠ મુહર્રમના રોઝા છે, અને ફર્ઝ નમાઝ પછી સૌથી શ્રેષ્ઠ તહજ્જુદની નમાઝ છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

**<u>મસ્લા-૧૧૧ :</u>** સોમવારના રોઝાની શ્રેષ્ઠતા.

عَنْ اَبِيْ قَتَادَةَ قَالَ : سُئِلَ رَسُوْلُ اللّٰهِ ﷺ عَنْ صَوْمِ يَوْمِ الْاِثْنَيْنِ فَقَالَ : فِيْهِ وُلِدْتُ وَ فِيْهِ اُنْزِلَ عَلَيَّ - (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ કતાદા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺથી સોમવારના રોઝા વિશે પ્રશ્ન કર્યો તો આપ ﷺએ ફરમાવ્યું, ''આ દિવસે મને પેદા કરવામાં આવ્યો અને આ જ

૧. મન્તકી અખ્બાર, ભા-૨, હ. ૨૨૪૮.
૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, ભા-૨, હ. ૬૧૦.

દિવસે મારા પર કુર્આન નાઝિલ કરવાનું શરૂ કરવામાં આવ્યું.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

**<u>મસ્લા-૧૧૨ :</u>** ઝિલહજ્જના પહેલા નવ રોઝા રાખવા મુસ્તહબ છે.

**<u>મસ્લા-૧૧૩ :</u>** દર મહિને ત્રણ રોઝા રાખવા મુસ્તહબ છે.

**<u>મસ્લા-૧૧૪ :</u>** દર મહિનાના પહેલા સોમવાર અને પહેલા બંને ગુરુવારના રોઝા રાખવાનો નિત્યક્રમ પણ મુબારક હતો.

عَنْ بَعْضِ أَزْوَاجِ النَّبِيِّ ﷺ أَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ كَانَ يَصُوْمُ تِسْعًا مِنْ ذِي الْحِجَّةِ وَ يَوْمَ عَاشُوْرَاءَ وَ ثَلَاثَةَ أَيَّامٍ مِنْ كُلِّ شَهْرٍ، أَوَّلَ اثْنَيْنِ مِنَ الشَّهْرِ وَ خَمِيْسَيْنِ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

નબી અકરમ ﷺની પવિત્ર પત્નીઓથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺ ઝિલહજ્જના (પહેલા) નવ રોઝા અને યૌમે-આશૂરાનો રોઝો રાખતા હતા, અને દર મહિને ત્રણ રોઝા રાખતા, દર મહિનાનો પહેલો સોમવાર અને બે ગુરુવાર. આને નસાઈએ રિવાયત કરેલ છે.[2]

**<u>મસ્લા-૧૧૫ :</u>** નફ્લી રોઝાની નિયત દિવસે ઝવાલથી પહેલા કોઈપણ સમયે પણ કરી શકાય છે, શરત એ છે કે કંઈ ખાધું-પીધું ન હોય.

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા-૩૫ માં જુઓ.

**<u>મસ્લા-૧૧૬ :</u>** નફ્લી રોઝાની કઝા વાજિબ નથી.

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા-૭૮ માં જુઓ.

**<u>મસ્લા-૧૧૭ :</u>** નફ્લી ઇબાદતમાં સંતુલન રાખવું શ્રેષ્ઠ છે.

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા-૬૮ માં જુઓ.

**<u>મસ્લા-૧૧૮ :</u>** સિયામ અરબઈન (લગાતાર ચાળીસ રોઝાનો ચિલ્લો) સુન્નતે રસૂલુલ્લાહ ﷺથી સાબિત નથી.



૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૬૨૪.
૨. સહીહ સુનન નસાઈ, લિલ અલબાની, ભા-૨, હ. ૨૨૭૪.

# صِيَامُ الْمَمْنُوْعُ وَالْمَكْرُوْهُ

# મનાઈ કરવામાં આવેલ અને મકરૂહ રોઝા

**મસ્લા-૧૧૯ :** ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહાના રોઝા રાખવાની મનાઈ છે.

عَنْ اَبِيْ عُبَيْدٍ ﷺ قَالَ : شَهِدْتُ الْعِيْدَ مَعَ عُمَرَ بْنِ الْخَطَّابِ ﷺ فَقَالَ : هٰذَانِ يَوْمَانِ نَهٰى رَسُوْلُ اللّٰهِ ﷺ عَنْ صِيَامِهِمَا يَوْمُ فِطْرِكُمْ مِنْ صِيَامِكُمْ وَ الْيَوْمَ الْاٰخَرُ تَاْكُلُوْنَ فِيْهِ مِنْ نُسُكِكُمْ . (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત ઉબૈદ ﷺ કહે છે કે મેં ઉમર બિન ખત્તાબ ﷺની સાથે ઈદની નમાઝ અદા કરી. હઝરત ઉમર ﷺએ કહ્યું, ''આ બે દિવસોના રોઝા રાખવાની નબી અકરમ ﷺ એ મનાઈ કરેલ છે. પહેલો દિવસ જ્યારે તમે પોતાના રોઝા સમાપ્ત કરો, બીજો દિવસ જ્યારે તમે કુરબાનીનું માંસ ખાઓ છો.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૧૨૦ :** માત્ર જુમ્આના દિવસનો રોઝો રાખવો મકરૂહ છે.

**મસ્લા-૧૨૧ :** જો કોઈ વ્યક્તિ પોતાના સામાન્ય નિત્યક્રમ મુજબ જુમ્આનો રોઝો રાખે તો જાઈઝ છે, જે રીતે કોઈ વ્યક્તિ પોતાના નિત્યક્રમ મુજબ પ્રત્યેક બીજા કે ત્રીજા દિવસે રોઝો રાખતો હોય, અને કોઈ દિવસે જુમ્આનો રોઝો આવી જાય તો તે જાઈઝ છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ عَنِ النَّبِيِّ ﷺ قَالَ - لَا تَخْتَصُّوْا لَيْلَةَ الْجُمُعَةِ بِقِيَامٍ مِنْ بَيْنِ اللَّيَالِيْ، وَلَا تَخُصُّوْا يَوْمَ الْجُمُعَةِ بِصِيَامٍ مِنْ بَيْنِ الْاَيَّامِ اِلَّا اَنْ يَكُوْنَ فِيْ صَوْمٍ يَصُوْمُهُ اَحَدُكُمْ . (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જુમ્આની રાત (જુમેરાત અર્થાત્ ગુરુવાર અને જુમ્આના વચ્ચેની રાત)ને કયામુલ-લૈલ માટે નક્કી ન કરો અને ન જુમ્આના દિવસને રોઝા માટે વિશિષ્ટ કરો, હા, જો કોઈ વ્યક્તિને રોઝા રાખવાની આદત હોય અને તેમાં જુમ્આ આવી જાય તો પછી જાઈઝ છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

---

૧. કિતાબુસ્સોમ, પ્રકરણ : સોમ યૌમુલ ફિત્ર.

૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૬૨૬.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ - لَا يَصُوْمُ اَحَدُكُمْ يَوْمَ الْجُمُعَةِ اِلَّا يَوْمًا قَبْلَهٗ اَوْ بَعْدَهٗ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે, ''કોઈ માણસ માત્ર જુમ્આનો રોઝો ન રાખે, જો રાખવાની ઇચ્છા હોય તો એક દિવસ પહેલો અથવા પાછળનો સાથે મેળવીને રાખે.'' (અર્થાત્ જુમેરાત અને જુમ્આનો અથવા જુમ્આ અને શનિવારનો). આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

<u>મસ્લા-૧૨૨ :</u> સોમ અને સાલ (અર્થાત્ સાંજે રોઝો ઇફ્તાર ન કરવો અને કંઈ ખાધા-પીધા વગર આગળનો રોઝો શરૂ કરી દેવો) મક્રૂહ છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : نَهَى رَسُوْلُ اللّٰهِ ﷺ عَنِ الْوِصَالِ، فَقَالَ رَجُلٌ مِنَ الْمُسْلِمِيْنَ، فَاِنَّكَ تُوَاصِلُ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ، وَ اَيُّكُمْ مِثْلِيْ اِنِّيْ اَبِيْتُ يُطْعِمُنِيْ رَبِّيْ وَ يَسْقِيْنِيْ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ સોમ અને સાલથી મનાઈ કરી તો એક માણસે અરજ કરી કે, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! આપ તો 'સોમ અને સાલ' રાખો છો.'' આપ ﷺએ ફરમાવ્યું, ''તમારામાં મારા જેવો કોણ છે, હું રાત્રે સૂઈ જાઉં છું તો મારો રબ મને ખવડાવે છે અને પીવડાવે પણ છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

<u>મસ્લા-૧૨૩ :</u> રમઝાન શરૂ થવાના પહેલાં સ્વાગતના રૂપમાં રોઝા રાખવાની મનાઈ છે.

<u>મસ્લા-૧૨૪ :</u> જો કોઈ વ્યક્તિ પોતાના અગાઉના સામાન્ય નિત્યક્રમ મુજબ રોઝા રાખતો ચાલ્યો આવી રહ્યો છે અને એ દિવસ સંયોગથી રમઝાનથી એક કે બે રોઝા પહેલા આવી ગયો તો કોઈ વાંધો નથી.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : رَسُوْلُ اللّٰهِ ﷺ لَا يَتَقَدَّمَنَّ اَحَدُكُمْ رَمَضَانَ بِصَوْمِ يَوْمٍ اَوْ يَوْمَيْنِ اِلَّا اَنْ يَكُوْنَ رَجُلٌ كَانَ يَصُوْمُ صَوْمَةً فَلْيَصُمْ ذٰلِكَ الْيَوْمِ.

(مُتَّفَقٌ عَلَيْهِ)

૧. કિતાબુસ્સોમ, પ્રકરણ : સોમ યૌમુલ જુમ્આ.
૨. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૭.

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''રમઝાનથી એક કે બે દિવસ પહેલાં કોઈ માણસ રોઝા ન રાખે, અલબત્ત એ વ્યક્તિ જે પોતાના સામાન્ય નિત્યક્રમ અનુસાર રોઝા રાખતો આવી રહ્યો હોય તે રાખી શકે છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(1)

**મસ્લા-૧૨૫ :** લગાતાર રોઝા રાખવાની મનાઈ છે.

عَنْ عَبْدِ اللهِ بْنِ عُمَرِو بْنِ الْعَاصِ رضي الله عنه قَالَ: قَالَ لِيْ رَسُوْلُ اللهِ ﷺ يَا عَبْدَ اللهِ اَلَمْ اُخْبَرْ اَنَّكَ تَصُوْمُ النَّهَارَ وَ تَقُوْمُ اللَّيْلَ. فَقُلْتُ: بَلٰى يَا رَسُوْلَ اللهِ ﷺ. قَالَ - فَلَا تَفْعَلْ صُمْ وَ اَفْطِرْ وَ قُمْ وَ نَمْ فَاِنَّ لِجَسَدِكَ عَلَيْكَ حَقًّا وَ اِنَّ لِعَيْنِكَ عَلَيْكَ حَقًّا، وَ اِنَّ لِزَوْجِكَ عَلَيْكَ حَقًّا، وَ اِنَّ لِزَوْرِكَ عَلَيْكَ حَقًّا لَا صَامَ مَنْ صَامَ الدَّهْرَ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ મને ફરમાવ્યું, ''હે અબ્દુલ્લાહ ! મને સમાચાર મળ્યા છે કે તમે (હંમેશા) દિવસે રોઝા રાખો છો અને રાત્રે કયામ કરો છો.'' (અર્થાત્ નમાઝ પઢો છો.) મેં અરજ કરી, ''હા, હે અલ્લાહના રસૂલ ﷺ ! હું એવું જ કરું છું.'' આપ ﷺએ ફરમાવ્યું, ''આવું ન કરો, રોઝા રાખો પણ અને છોડો પણ. રાત્રે કયામ પણ કરો અને આરામ પણ કરો, તમારા શરીરનો તમારા પર હક્ક છે, તમારી આંખોનો તમારા પર હક્ક છે, તમારી પત્નીનો તમારા પર હક્ક છે, તમારા મહેમાનનો તમારા પર હક્ક છે; જેણે લગાતાર રોઝા રાખ્યા તેનો કોઈ રોઝો નથી.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(2)

**મસ્લા-૧૨૬ :** અય્યામે તશ્રીક (અર્થાત્ ૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ)ના રોઝા રાખવાની મનાઈ છે. અલબત્ત, જે હાજી કુરબાની ન કરી શકે તે મિનામાં અય્યામે તશ્રીકના રોઝા રાખી શકે છે.

عَنْ عَائِشَةَ رضي الله عنها وَابْنِ عُمَرَ رضي الله عنه قَالَ: لَمْ يُرَخَّصْ فِيْ اَيَّامِ التَّشْرِيْقِ اَنْ يُصَمْنَ اِلَّا لِمَنْ لَمْ يَجِدِ الْهَدْىَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત આઇશા ﷺ અને ઇબ્ને ઉમર ﷺથી રિવાયત છે કે અય્યામે તશ્રીકમાં કોઈ માણસને રોઝા રાખવાની પરવાનગી આપવામાં ન આવી, સિવાય એ હાજીના જે

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૫૭.
૨. મિશ્કાતુલ મસાબીહ, લિલ અલબાની, ભા-૧, હ. ૨૦૪૫.

કુરબાની આપવાની શક્તિ ન ધરાવતો હોય. આને બુખારીએ રિવાયત કરેલ છે.[1]

**<u>મસ્લા-૧૨૭ :</u>** હાજીએ અરફાતમાં ૯ ઝિલહજ્જના (અરફાના) દિવસનો રોઝો રાખવાની મનાઈ છે.

عَنْ مَيْمُوْنَةَ ﷺ اَنَّ النَّاسَ شَكُّوْا فِيْ صِيَامِ النَّبِيِّ ﷺ يَوْمَ عَرَفَةَ فَاَرْسَلْتُ اِلَيْهِ بِحِلَابٍ وَهُوَ وَاقِفٌ فِي الْمَوْقِفِ فَشَرِبَ مِنْهُ وَالنَّاسُ يَنْظُرُوْنَ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત મૈમૂના ﷺથી રિવાયત છે કે લોકોએ અરફાના દિવસે નબી અકરમ ﷺના રોઝા અંગે શંકા કરી, તો તેમણે (અર્થાત્ હઝરત મૈમૂના ﷺ)એ આપ ﷺની પાસે દૂધ મોકલ્યું, આપ ﷺએ એ પ્યાલાથી દૂધ પીધું. તે વખતે આપ (અફરાતના મેદાનમાં) રોકાવાની જગ્યાએ ઊભા હતા અને લોકો આપને જોઈ રહ્યા હતા. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[2]

**<u>મસ્લા-૧૨૮ :</u>** અડધા શાબાન પછી રોઝા ન રાખવા જોઈએ.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ: قَالَ رَسُوْلُ اللهِ ﷺ: اِذَا بَقِيَ نِصْفُ شَعْبَانَ فَلَا تَصُوْمُوْا. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺને ફરમાવ્યું, ''જ્યારે અડધો શાબાન બાકી રહી જાય (અર્થાત્ રમઝાનના પંદર દિવસ પહેલા), તો નફલી રોઝા ન રાખો.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[3]

**<u>મસ્લા-૧૨૯ :</u>** સ્ત્રી માટે પોતાના પતિની પરવાનગી વગર નફલી રોઝો રાખવાની મનાઈ છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ: لَا يَحِلُّ لِلْمَرْاَةِ اَنْ تَصُوْمَ وَزَوْجُهَا شَاهِدٌ اِلَّا بِاِذْنِهِ. (رَوَاهُ التِّرْمِذِيُّ) حسن

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''કોઈ સ્ત્રી પોતાના પતિની હયાતીમાં તેની પરવાનગી વગર નફલી રોઝો ન રાખે.'' (આને બુખારીએ રિવાયત કરેલ છે.[4]

૧. કિતાબુસ્સોમ, પ્રકરણ : સિફામ અય્યામે તશ્રીક.
૨. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૬૮૭.
૩. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, હ. ૫૯૦.
૪. મુખ્તસર સહીહ બુખારી, લિલ ઝુબૈદી, હ. ૧૮૬૦.

**મસ્લા-૧૩૦ :** માત્ર આશૂરા (૧૦ મુહર્રમ)નો રોઝો રાખવો મક્રૂહ છે, નવ મુહર્રમ અને દસ મુહર્રમ અથવા દસ અને અગિયાર મુહર્રમના રોઝા રાખવા જોઈએ.

عَنْ عَبْدِ اللّٰهِ ابْنِ عَبَّاسٍ ﷺ يَقُوْلُ: حِيْنَ صَامَ رَسُوْلُ اللّٰهِ ﷺ يَوْمَ عَاشُوْرَاءَ وَ اَمَرَ بِصِيَامِهٖ قَالُوْا: يَا رَسُوْلَ اللّٰهِ ﷺ! اِنَّهٗ يَوْمٌ تُعَظِّمُهُ الْيَهُوْدُ وَ النَّصَارٰى، فَقَالَ رَسُوْلَ اللّٰهِ ﷺ - فَاِذَا كَانَ الْعَامُ الْمُقْبِلُ اِنْ شَاءَ اللّٰهُ صُمْنَا الْيَوْمَ تَّاسِعَ ـ قَالَ: فَلَمْ يَاْتِ الْعَامُ الْمُقْبِلُ حَتّٰى تُوُفِّيَ رَسُوْلُ اللّٰهِ ﷺ ـ

(رَوَاهُ الْمُسْلِمُ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺએ આશૂરા (૧૦ મુહર્રમ)નો રોઝો રાખ્યો અને લોકોને પણ રાખવાનો હુકમ કર્યો. લોકોએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! દસ મુહર્રમ તો યહૂદી અને નસારા માટે ખૂબ મહત્ત્વનો દિવસ છે.'' આપ ﷺએ ફરમાવ્યું, ''હવે પછીના વર્ષે આપણે ઇન્ શા-અલ્લાહ (દસ મુહર્રમની સાથે) નવ મુહર્રમનો રોઝો પણ રાખીશું.'' પરંતુ પછીનું વર્ષ આવતાં પહેલાં જ રસૂલુલ્લાહ ﷺ દુનિયાથી વિદાઈ થઈ ગયા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :** યવ્મે આશૂરા (૧૦ મુહર્રમ)ની શ્રેષ્ઠતાનું કારણ એ છે કે જ્યારે રસૂલે અકરમ ﷺ મદીના મુનવ્વરા પધાર્યા તો યહૂદીઓ ૧૦ મુહર્રમનો રોઝો રાખતા હતા. તેમને તેનું કારણ પૂછવામાં આવ્યું તો તેમણે કહ્યું, આ દિવસે અલ્લાહ ત્આલાએ મૂસા ﷺને ફિરઔન પર પ્રભુત્વ પ્રદાન કર્યું હતું, તેથી અમે આભાર વ્યક્ત કરવા આ દિવસે રોઝો રાખીએ છીએ. રસૂલે અકરમ ﷺને આ વાતની ખબર પડી તો આપ ﷺએ ફરમાવ્યું, ''યહૂદીઓની સરખામણીમાં આપણે મૂસા ﷺથી વધારે નજીક છીએ.'' અને મુસલમાનોને આ દિવસનો રોઝો રાખવાનો હુકમ કર્યો. પરંતુ જ્યારે રમઝાનના રોઝા ફર્ઝ કરવામાં આવ્યા તો આપ ﷺએ ફરમાવ્યું, ''હવે જેની ઇચ્છા હોય ૧૦ મુહર્રમનો રોઝો રાખે, ઇચ્છા ન હોય ન રાખે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.

**મસ્લા-૧૩૧ :** માત્ર શનિવારનો રોઝો રાખવો મક્રૂહ છે.

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ بُسْرٍ ﷺ عَنْ اُخْتِهِ الصَّمَّاءِ ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - لَا تَصُوْمُوْا يَوْمَ السَّبْتِ اِلَّا فِيْمَا افْتُرِضَ عَلَيْكُمْ فَاِنْ لَمْ يَجِدْ اَحَدُكُمْ اِلَّا عُوْدَ عِنَبَةٍ اَوْ لِحَاءَ شَجَرَةٍ فَلْيَمْضَغْهَا ـ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ)

૧. કિતાબુસસોમ, પ્રકરણ : સોમ યૌમે આશૂરા.

હઝરત અબ્દુલ્લાહ બિન બુસર પોતાની બહેન સમ્માઅ ﵂થી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''શનિવારનો રોઝો ફર્ઝ સિવાય ન રાખો, જો ખાવાની કોઈ વસ્તુ ન મળે તો દ્રાક્ષની લાકડી અથવા કોઈ વૃક્ષની છાલ જ ચાવી લો.'' આને ઇબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :** શનિવાર એહલે કિતાબની ઈદનો દિવસ હતો તેથી આપ ﷺએ વિરોધ માટે શનિવારની સાથે જુમ્આ કે રવિવારના દિવસને મેળવીને રોઝા રાખવાનો હુકમ કર્યો.



૧. ઈબ્ને ખુઝૈમા લિલ દકતૂર મુહમ્મદ મુસ્તફા આઝમી, ભા-૪, હ. ૨૧૬૪.

# اَلْاِعْتِكَافُ

# એતિકાફના મસાઈલ

**મસ્લા-૧૩૨ :** એતિકાફ સુન્નતે મુઅક્કિદા કિફાયા છે અને તેની મુદત (સમયગાળો) દસ દિવસ છે.

**મસ્લા-૧૩૩ :** દરેક મુસલમાને રમઝાનુલ મુબારકમાં ઓછામાં ઓછા એક વાર કુર્આન-પાકની તિલાવત સંપૂર્ણ કરવી જોઈએ.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : كَانَ يُعْرَضُ عَلَى النَّبِيِّ ﷺ الْقُرْآنُ كُلَّ عَامٍ مَرَّةً فَعُرِضَ عَلَيْهِ مَرَّتَيْنِ فِي الْعَامِ الَّذِيْ قُبِضَ وَ كَانَ يَعْتَكِفُ كُلَّ عَامٍ عَشْرَةَ اَيَّامٍ فَاعْتَكَفَ عِشْرِيْنَ فِي الْعَامِ الَّذِيْ قُبِضَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા ﷺ ફરમાવે છે કે નબી અકરમ ﷺની સામે દર વર્ષે (રમઝાનમાં) એક વાર કુર્આન પઢવામાં આવતું. જે વર્ષે આપ ﷺનું અવસાન થયું તે વર્ષે આપ ﷺની સામે બે વખત કુર્આન-મજીદ સમાપ્ત કરવામાં આવ્યું. એ જ પ્રમાણે દર વર્ષે આપ ﷺ દસ દિવસનો એતિકાફ ફરમાવતા, પરંતુ અવસાનના વર્ષે આપ ﷺએ વીસ દિવસનો એતિકાફ કર્યો. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૧૩૪ :** એતિકાફ માટે ફજ્રની નમાઝ પછી એતિકાફની જગ્યાએ બેસવું મસનૂન છે.

عَنْ عَائِشَةَ ﷺ قَالَتْ : كَانَ رَسُوْلُ اللّٰهِ ﷺ اِذَا اَرَادَ اَنْ يَّعْتَكِفَ صَلَّى الْفَجْرَ ثُمَّ دَخَلَ فِيْ مُعْتَكَفِهٖ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ وَ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે, ''રસૂલુલ્લાહ ﷺ જયારે એતિકાફમાં બેસવાનો ઈરાદો કરતા તો ફજ્રની નમાઝ પઢીને એતિકાફની જગ્યાએ પ્રવેશ કરતા.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૧૩૫ :** એતિકાફ કરવાવાળાની પત્ની મુલાકાત માટે આવી શકે છે અને એતિકાફ કરવાવાળો પત્નીને ઘર સુધી મૂકવા માટે મસ્જિદથી બહાર જઈ શકે છે.

૧. મિશ્કાતુલ મસાબીહ, લિલ અલબાની, ભા-૧, હ. ૨૦૯૯

૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૨૧૫૨.

عَنْ صَفِيَّةَ ﷺ قَالَتْ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ مُعْتَكِفًا فَأَتَيْتُهُ أَزُوْرُهُ لَيْلًا فَحَدَّثْتُهُ ثُمَّ قُمْتُ لِأَنْقَلِبَ فَقَامَ مَعِيَ لِيَقْلِبَنِيْ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત સફિયા ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ એતિકાફમાં હતા, હું રાત્રે નબી અકરમ ﷺથી મળવા આવી અને વાતો કરતી રહી, પાછી જવા માટે ઉઠી તો નબી અકરમ ﷺ મને મૂકવા માટે ઊભા થઈ ગયા. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૧૩૬ :** પુરુષોએ એતિકાફ મસ્જિદમાં જ કરવો જોઈએ.

**મસ્લા-૧૩૭ :** રમઝાનમાં એતિકાફ માટે રોઝા રાખવા જરૂરી છે.

**મસ્લા-૧૩૮ :** એતિકાફની હાલતમાં બીમારની ખબર કાઢવા જવું, જનાઝામાં સામેલ થવું, પત્નીથી સંભોગ કરવો, માનવીય તકાદાઓ સિવાય એતિકાફની જગ્યાએથી બહાર જવું મનાઈ છે.

عَنْ عَائِشَةَ ﷺ أَنَّهَا قَالَتْ : اَلسُّنَّةُ عَلَى الْمُعْتَكِفِ أَنْ لَّا يَعُوْدَ مَرِيْضًا وَ لَا يَشْهَدَ جَنَازَةً وَلَا يَمَسَّ امْرَأَةً وَلَا يُبَاشِرُهَا وَلَا يَخْرُجَ لِحَاجَةٍ إِلَّا لِمَا لَا بُدَّ مِنْهُ وَلَا اِعْتِكَافَ إِلَّا بِصَوْمٍ وَلَا اِعْتِكَافَ إِلَّا فِيْ مَسْجِدٍ جَامِعٍ۔ (رَوَاهُ أَبُوْ دَاوُدَ) حسن

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે, ''એતિકાફ કરનાર માટે સુન્નત એ છે કે તે બીમારની ખબર કાઢવા ન જાય, જનાઝામાં સામેલ ન થાય, પત્નીને સ્પર્શ ન કરે અને ન તેના સાથે સંભોગ કરે, એતિકાફની જગ્યાએથી એવા જરૂરી કામો (અર્થાત્ જાજરૂ-પેશાબ, ફર્ઝ ગુસ્લ વગેરે) સિવાય ન નીકળે જેના વગર ચાલે એમ જ ન હોય, એતિકાફ રોઝાની સાથે જ હોય છે અને જુમ્આ મસ્જિદમાં હોય છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૧૩૯ :** સ્ત્રીઓએ પણ એતિકાફ કરવો જોઈએ.

عَنْ عَائِشَةَ ﷺ أَنَّ النَّبِيَّ ﷺ كَانَ يَعْتَكِفُ الْعَشْرَ الْأَوَاخِرَ مِنْ رَمَضَانَ حَتّٰى تَوَفَّاهُ اللهُ ثُمَّ اعْتَكَفَ أَزْوَاجُهُ مِنْ بَعْدِهِ۔ (رَوَاهُ مُسْلِمٌ)

૧. મન્તકી અખ્બાર, ભા-૧, હ. ૨૨૮૦.
૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૨૧૬૦.

હઝરત આઈશા رضي الله عنها થી રિવાયત છે કે નબી અકરમ ﷺ રમઝાનુલ મુબારકના છેલ્લા અશ્રા (૨૧ થી ૩૦ રમઝાનુલ મુબારક)માં એતિકાફ ફરમાવતા હતા, ત્યાં સુધી કે આપ ﷺનું અવસાન થયું. આપના પછી આપની પાક પત્નીઓ رضي الله عنهن એ એતિકાફ કર્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૧૪૦ :** સ્ત્રીઓએ એતિકાફ પોતાના ઘરમાં કરવો જોઈએ.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ لَا تَمْنَعُوْا نِسَآءَكُمُ الْمَسَاجِدَ وَبُيُوْتُهُنَّ خَيْرٌ لَّهُنَّ۔ (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''સ્ત્રીઓને મસ્જિદમાં જવાની મનાઈ ન કરો, પરંતુ (નમાઝ પઢવા માટે) તેમના ઘર મસ્જિદથી વધારે સારા છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૧૪૦-૧ :** જો કોઈને એતિકાફ માટે દસ દિવસ ન મળી શકે તો જેટલા દિવસ મળે એટલા દિવસનો જ એતિકાફ કરી લેવો જોઈએ, ત્યાં સુધી કે એક રાતનો એતિકાફ પણ સારો છે.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ عُمَرَ سَاَلَ النَّبِيَّ ﷺ قَالَ : كُنْتُ نَذَرْتُ فِي الْجَاهِلِيَّةِ اَنْ اَعْتَكِفَ لَيْلَةً فِي الْمَسْجِدِ الْحَرَامِ ؟ قَالَ - اَوْفِ بِنَذْرِكَ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما થી રિવાયત છે કે હઝરત ઉમર رضي الله عنه એ નબી અકરમ ﷺને પૂછ્યું, ''મેં જાહિલિય્યતના જમાનામાં મસ્જિદે-હરામમાં એક રાતનો એતિકાફ કરવાની નઝર (માનતા) માની હતી (પૂરી કરું કે ન કરું ?)'' આપ ﷺએ ફરમાવ્યું, ''પોતાની નઝર પૂરી કરો.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૩)



૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૬૩૩.
૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૫૩૦.
૩. કિતાબુસ્સોમ, પ્ર.: એતિકાફ.

## فَضْلُ لَيْلَةُ الْقَدْرِ

# લૈલતુલ કદ્રની શ્રેષ્ઠતા અને તેના મસાઈલ

**મસ્લા-૧૪૧ :** લૈલતુલ કદ્રમાં બંદગી અગાઉના ગુનાઓની મગફિરત (માફી)નું કારણ છે.

عَنْ اَبِیْ هُرَیْرَةَ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ - مَنْ قَامَ اِیْمَانًا وَّ اِحْتِسَابًا غُفِرَ لَهٗ مَا تَقَدَّمَ مِنْ ذَنْبِهٖ ۔ (مُتَّفَقٌ عَلَیْهِ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે લૈલતુલ કદ્રમાં ઈમાનની સાથે સવાબની નિયતથી કયામ કર્યો તેના પાછલા તમામ ગુનાઓ માફ કરી દેવામાં આવે છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૧૪૨ :** લૈલતુલ કદ્રના સૌભાગ્યથી વંચિત રહેનાર ખૂબ જ દુર્ભાગી છે.

وَ عَنْ اَنَسِ بْنِ مَالِكٍ ﷺ قَالَ : دَخَلَ رَمَضَانُ فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ - اِنَّ هٰذَا الشَّهْرَ قَدْ حَضَرَكُمْ وَ فِيْهِ لَيْلَةٌ خَيْرٌ مِنْ اَلْفِ شَهْرٍ مَنْ حُرِمَهَا فَقَدْ حُرِمَ الْخَيْرَ كُلَّهٗ وَلَا يُحْرَمُ خَيْرَهَا اِلَّا كُلُّ مَحْرُوْمٌ ۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ)

હઝરત અનસ બિન માલિક ﷺથી રિવાયત છે કે રમઝાન આવ્યો, તો રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''આ જે મહિનો તમારા ઉપર આવ્યો છે, તેમાં એક રાત એવી છે જે (મહાનતા અને દરજ્જાની રીતે) હજાર મહિનાઓ કરતાં વધારે શ્રેષ્ઠ છે. જે વ્યક્તિ તેના (સૌભાગ્ય પ્રાપ્ત કરવા)થી વંચિત રહ્યો તે દરેક ભલાઈથી વંચિત રહ્યો, અને લૈલતુલ કદ્રના સૌભાગ્યથી કેવળ ભાગ્યહીનને જ વંચિત કરવામાં આવે છે.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૧૪૩ :** લૈલતુલ કદ્ર રમઝાનના અંતિમ અશ્‌રાની તાક (એકી) રાત્રિઓમાં શોધવી જોઈએ.

૧. સહીહ બુખારી, કિતાબુસ્સોમ, પ્રકરણ : ફઝૂલ લૈલતુલ કદ્ર.
૨. સહીહ સુનન ઇબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૩૩૩.

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ قَالَ - تَحَرَّوْا لَيْلَةَ الْقَدْرِ فِي الْوِتْرِ مِنَ الْعَشْرِ الْاَوَاخِرِ مِنْ رَمَضَانَ۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત આઇશા رضي الله عنهاથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''રમઝાનના અંતિમ અશ્રા (દસ દિવસ)ની તાક (એકી) રાત્રિઓમાં લૈલતુલ કદ્રને શોધો.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧)

**<u>મસ્લા-૧૪૪ :</u>** રમઝાનના અંતિમ અશ્રામાં ખૂબ જ ઇબાદત કરવી જોઈએ.

**<u>મસ્લા-૧૪૫ :</u>** રમઝાનના અંતિમ અશ્રામાં પોતાના ઘરવાળાઓને બંદગી માટે વિશેષ પ્રેરિત કરવાં મસનૂન છે.

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ يَجْتَهِدُ فِي الْعَشْرِ الْاَوَاخِرِ مَالَا يَجْتَهِدُ فِيْ غَيْرِهٖ۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત આઇશા رضي الله عنها ફરમાવે છે, ''રસૂલુલ્લાહ ﷺ રમઝાનના અંતિમ અશ્રામાં બાકી દિવસોની સરખામણીમાં બંદગીમાં ખૂબ જ વધારે કોશિશ કરતા હતા.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૨)

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ إِذَا دَخَلَ الْعَشْرُ شَدَّ مِئْزَرَهٗ وَ اَحْيٰ لَيْلَهٗ وَ اَيْقَظَ اَهْلَهٗ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત આઇશા رضي الله عنها ફરમાવે છે, ''જ્યારે રમઝાનના અંતિમ દસ દિવસો શરૂ થતા તો રસૂલુલ્લાહ ﷺ (બંદગી માટે) તૈયાર થઈ જતા. રાત્રે જાગતા અને પોતાના ઘરવાળાઓને પણ જગાવતા.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા-૧૪૬ :</u>** અંતિમ અશ્રાની તમામ રાતોમાં જાગવાનો સમય ન પ્રાપ્ત કરી શકનારાઓ માટે લૈલતુલ કદ્રનો ભરપૂર સવાબ મેળવવા માટે બે મહત્ત્વની હદીસો.

---

૧. કિતાબુસ્સોમ, પ્રકરણ : તહરી લૈલતુલ કદ્ર.
૨. સહીહ સુનન ઇબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૪૨૯.
૩. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૭૩૦.

عَنْ اَبِيْ ذَرٍّ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - اِنَّهٗ مَنْ قَامَ مَعَ الْاِمَامِ حَتّٰى يَنْصَرِفُ كُتِبَ لَهٗ قِيَامُ لَيْلَةٍ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબૂઝર ﷺ કહે છે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ‘‘જેણે (રમઝાનમાં) ઈમામના પાછા ફરવા સુધી ઈમામની સાથે કયામ કર્યો (અર્થાત્ તરાવીહની નમાઝ જમાઅત સાથે અદા કરી), તેના માટે આખી રાત કયામનો સવાબ લખવામાં આવશે.’’ આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૧)

عَنْ عُثْمَانَ ابْنِ عَفَّانَ ﷺ قَالَ : سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ - مَنْ صَلَّى الْعِشَاءَ فِيْ جَمَاعَةٍ فَكَاَنَّمَا قَامَ نِصْفَ اللَّيْلِ وَ مَنْ صَلَّى الصُّبْحَ فِيْ جَمَاعَةٍ فَكَاَنَّمَا صَلَّى اللَّيْلَ كُلَّهٗ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત ઉસ્માન બિન અફ્ફાન ﷺ કહે છે, મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે જેણે ઇશાની નમાઝ જમાઅત સાથે અદા કરી તેણે જાણે અડધી રાત કયામ કર્યો અને જેણે (ઇશાની નમાઝ જમાઅત સાથે અદા કર્યા પછી) સવારની નમાઝ જમાઅત સાથે અદા કરી તેણે જાણે આખી રાત કયામ કર્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

<u>મસ્લા-૧૪૭:</u> રમઝાનુલ મુબારકમાં રસૂલુલ્લાહ ﷺ ખૂબ જ તિલાવતે કુર્આન અને અલ્લાહની રાહમાં ખર્ચ કરતા હતા.

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ اَجْوَدَ النَّاسِ بِالْخَيْرِ وَ كَانَ اَجْوَدَ مَا يَكُوْنُ فِيْ رَمَضَانَ حِيْنَ يَلْقَاهُ جِبْرِيْلُ وَ كَانَ جِبْرِيْلُ عليه السلام يَلْقَاهُ كُلَّ لَيْلَةٍ فِيْ رَمَضَانَ حَتّٰى يَنْسَلِخَ يَعْرِضُ عَلَيْهِ النَّبِيُّ ﷺ الْقُرْآنَ، فَاِذَا لَقِيَهٗ جِبْرِيْلُ عليه السلام كَانَ اَجْوَدَ بِالْخَيْرِ مِنَ الرِّيْحِ الْمُرْسَلَةِ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ લોકોની સાથે ભલાઈ કરવામાં ખૂબ જ દાનશીલ હતા, પરંતુ રમઝાનમાં જ્યારે જિબ્રઈલ عليه السلام આપ ﷺથી મળતા તો આપ તેનાથી પણ વધારે દાનશીલ થઈ જતા. રમઝાનમાં હઝરત

**૧. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૧, હ. ૧૬૪૬.**
**૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૩૨૪.**

જિબ્રઈલ ؑ પ્રત્યેક રાત્રે આપથી મળતા અને નબી અકરમ ﷺ રમઝાન વિતી જાય ત્યાં સુધી તેમને કુર્આન-મજીદ સંભળાવતા. જ્યારે જિબ્રઈલ ؑ મળતા તો આપની દાનશીલતા હવાઓથી પણ વધારે વધી જતી. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

<u>**મસ્લા-૧૪૮ :**</u> લૈલતુલ કદ્રમાં આ દુઆ પઢવી જોઈએ.

عَنْ عَائِشَةَ ؓ قَالَتْ: قُلْتُ رَسُوْلَ اللهِ ﷺ اَرَءَيْتَ اَنْ عَلِمْتُ اَيُّ لَيْلَةٍ لَيْلَةَ الْقَدْرِ مَا اَقُوْلُ فِيْهَا؟ قَالَ: قُوْلِيْ- اَللّٰهُمَّ اِنَّكَ عَفُوٌّ تُحِبُّ الْعَفْوَ فَاعْفُ عَنِّيْ۔

(رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

''અલ્લાહહુમ્મ, ઈન્નક અફુવુન્ તુહિબ્બુલ્ અફ્વ ફઅ્ફુ અન્ની.''

હઝરત આઈશા ؓથી રિવાયત છે કે મેં પૂછ્યું, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! જો હું શબે-કદ્રને પ્રાપ્ત કરી લઉં તો કઈ દુઆ પઢું ?'' નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''હે અલ્લાહ ! તું માફ કરવાવાળો છે, માફ કરવું પસંદ કરે છે, તેથી મને માફ કર.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.



૧. સહીહ બુખારી, કિતાબુસ્સોમ.
૨. મિશ્કાતુલ મસાબીહ, લિલ અલબાની, ભા-૧, હ. ૨૦૯૧.

# صَدَقَةُ الْفِطْرِ

# સદકએ ફિત્રના મસાઈલ

**મસ્લા-૧૪૯ :** સદ્કએ ફિત્ર ફર્ઝ છે.

**મસ્લા-૧૫૦ :** સદ્કએ ફિત્રનો હેતુ રોઝાની હાલતમાં થયેલ ગુનાઓથી પોતાને પાક (પવિત્ર) કરવાનો છે.

**મસ્લા-૧૫૧ :** સદ્કએ ફિત્ર ઈદની નમાઝ પહેલાં અદા કરવો જોઈએ, નહિં તો તે સામાન્ય સદકો (દાન) ગણાશે.

**મસ્લા-૧૫૨ :** સદ્કએ ફિત્રના હક્કદાર એ જ લોકો છે, જેઓ ઝકાતના હક્કદાર છે.

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنه قَالَ: فَرَضَ رَسُوْلُ اللهِ ﷺ زَكَاةَ الْفِطْرِ طُهْرَةً لِلصَّائِمِ مِنَ اللَّغْوِ وَ الرَّفَثِ وَ طُعْمَةً لِلْمَسَاكِيْنِ فَمَنْ اَدَّاهَا قَبْلَ الصَّلَاةِ فَهِيَ زَكَاةٌ مَقْبُوْلَةٌ، وَمَنْ اَدَّاهَا بَعْدَ الصَّلَاةِ فَهِيَ صَدَقَةٌ مِنَ الصَّدَقَاتِ۔

(رَوَاهُ اَحْمَدُ وَ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ સદ્કએ ફિત્ર રોઝાદારને ખરાબ અને ગંદી વાતોથી પાક કરવા માટે અને વંચિતો-જરૂરતમંદો માટે ભોજનની વ્યવસ્થા કરવા માટે ફર્ઝ કરેલ છે. જેણે ઈદની નમાઝ પહેલા અદા કર્યો તેનો સદ્કએ ફિત્ર અદા થઈ ગયો અને જેણે ઈદની નમાઝ પછી અદા કર્યો તેનો સદ્કએ ફિત્ર સામાન્ય સદકો ગણાશે. આને અહમદ અને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૧૫૩ :** સદ્કએ ફિત્રની માત્રા એક સાઅ્ છે, જે પોણા ત્રણ શેર અથવા અઢી કિલોગ્રામના બરાબર છે.

**મસ્લા-૧૫૪ :** સદ્કએ ફિત્ર પ્રત્યેક મુસલમાન, ગુલામ હોય કે આઝાદ, પુરુષ હોય કે સ્ત્રી, નાનો હોય કે મોટો, રોઝાદાર હોય કે બિનરોઝાદાર, નિસાબનો માલિક હોય કે ન હોય, બધા ઉપર ફર્ઝ છે.

૧. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૪૮૦.

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ: فَرَضَ رَسُوْلُ اللهِ ﷺ زَكَاةَ الْفِطْرِ مِنْ رَمَضَانَ صَاعًا مِنْ تَمْرٍ اَوْ صَاعًا مِنْ شَعِيْرٍ عَلَى الْعَبْدِ وَ الْحُرِّ وَ الذَّكَرِ وَ الْأُنْثٰى وَ الصَّغِيْرِ وَ الْكَبِيْرِ مِنَ الْمُسْلِمِيْنَ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત ઈબ્ને ઉમર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ રમઝાનનો સદ્કો એક સાઅ્ ખજૂર અથવા એક સાઅ્ જઉ, ગુલામ, આઝાદ, પુરુષ, સ્ત્રી, નાના-મોટા દરેક મુસલમાન ઉપર ફર્ઝ કરેલ છે. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :** જે વ્યક્તિની પાસે એક દિવસ-રાતનું ભોજન ન હોય તે સદ્કએ ફિત્ર અદા કરવામાંથી અપવાદ છે.

**મસ્લા-૧૫૫ :** સદ્કએ ફિત્ર અનાજના રૂપમાં આપવું શ્રેષ્ઠ છે.

**મસ્લા-૧૫૬ :** ઘઉં, ચોખા, જઉ, ખજૂર, સૂકી દ્રાક્ષ કે પનીરમાંથી જે વસ્તુ વધારે ઉપયોગમાં લેવાતી હોય, એ જ આપવી જોઈએ.

عَنْ اَبِیْ سَعِيْدٍ ﷺ قَالَ: كُنَّا نُخْرِجُ زَكَاةَ الْفِطْرِ صَاعًا مِنْ طَعَامٍ اَوْ صَاعًا مِنْ شَعِيْرٍ اَوْ صَاعًا مِنْ تَمْرٍ اَوْ صَاعًا مِنْ اَقِطٍ اَوْ صَاعًا مِنْ زَبِيْبٍ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ સઈદ ﷺ ફરમાવે છે કે, ''અમે સદ્કએ ફિત્ર એક સાઅ્ અનાજ અથવા એક સાઅ્ ખજૂર અથવા એક સાઅ્ જઉ અથવા એક સાઅ્ દ્રાક્ષ અથવા એક સાઅ્ પનીર આપતા હતા.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૧૫૭ :** સદ્કએ ફિત્ર અદા કરવાનો સમય અંતિમ રોઝો ઈફતાર કર્યા પછી શરૂ થાય છે, પરંતુ ઈદની નમાઝથી એક કે બે દિવસ પહેલા અદા કરી શકાય છે.

**મસ્લા-૧૫૮ :** સદ્કએ ફિત્ર ઘરના વાલીએ (સંરક્ષકે) ઘરના તમામ લોકો - પત્ની, બાળકો અને નોકર-ચાકરો તરફથી અદા કરવો જોઈએ.

૧. સહીહ બુખારી, કિતાબુઝ્-ઝકાત, પ્રકરણ : સદકતુલ ફિત્ર.
૨. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૫૭૨.

عَنْ نَافِعٍ كَانَ ابْنُ عُمَرَ ﵄ يُعْطِي عَنِ الصَّغِيْرِ وَ الْكَبِيْرِ حَتّٰى اِنْ كَانَ لَيُعْطِي عَنْ بَنِيَّ وَ كَانَ ابْنُ عُمَرَ يُعْطِيْهَا الَّذِيْنَ يَقْبَلُوْنَهَا وَ كَانُوْا يُعْطُوْنَ قَبْلَ الْفِطْرِ بِيَوْمٍ اَوْ يَوْمَيْنِ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત નાફેઅ ﵁થી રિવાયત છે કે ઇબ્ને ઉમર ﵄ ઘરના નાના-મોટા તમામ લોકો તરફથી સદ્કએ ફિત્ર આપતા હતા, ત્યાં સુધી કે મારા પુત્રો તરફથી આપતા હતા અને ઇબ્ને ઉમર ﵄ એ લોકોને આપતા હતા જેઓ કબૂલ કરતા અને ઈદુલ-ફિત્રથી એક કે બે દિવસ પહેલા આપતા હતા. આને બુખારીએ રિવાયત કરેલ છે.[1]



૧. કિતાબુઝ્-ઝકાત, પ્રકરણ : સદકતુલ ફિત્ર.

# صَلَاةُ الْعِيْدِ

# ઈદની નમાઝના મસાઈલ

**મસ્લા-૧૫૯ :** ઈદુલ ફિત્રની નમાઝ માટે જતાં પહેલા કોઈ મીઠી વસ્તુ ખાવી સુન્નત છે.

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ ﷺ قَالَ : كَانَ رَسُوْلُ اللّٰهِ ﷺ لَا يَغْدُوْ يَوْمَ الْفِطْرِ حَتّٰى يَأْكُلَ تَمَرَاتٍ وَيَأْكُلُهُنَّ وِتْرًا۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અનસ બિન માલિક ﷺ ફરમાવે છે કે, ''રસૂલુલ્લાહ ﷺ ઈદુલ ફિત્રના દિવસે ખજૂરો ખાધા વગર ઈદગાહ તરફ જતા ન હતા અને નબી અકરમ ﷺ ખજૂરો તાક (એકી સંખ્યામાં અર્થાત્ ૧, ૩, ૫ કે ૭) ખાતા હતા.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૧૬૦ :** ઈદની નમાઝ માટે પગપાળા જવું અને પાછા આવવું સુન્નત છે.

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ : اَنَّ النَّبِيَّ ﷺ كَانَ يَخْرُجُ اِلَى الْعِيْدِ مَا شِيًا وَ يَرْجِعُ مَاشِيًا۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ફરમાવે છે કે નબી અકરમ ﷺ ઈદગાહ પગપાળા જતા અને પગપાળા જ પાછા આવતા. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા-૧૬૧ :** ઈદગાહ જવા અને આવવાનો રસ્તો બદલવો સુન્નત છે.

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ ﷺ قَالَ : كَانَ النَّبِيُّ ﷺ اِذَا كَانَ يَوْمُ عِيْدٍ خَالَفَ الطَّرِيْقَ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ ફરમાવે છે, ''નબી કરીમ ﷺ ઈદના દિવસે ઈદગાહ આવવા-જવાનો રસ્તો બદલી નાખતા હતા.'' આને બુખારીએ

૧. કિતાબુલ ઈદૈન, પ્ર.: અકલ યૌમુલ ફિત્ર કબ્લ ખુરૂજ.
૨. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૦૭૧.

રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૧૬૨ :** ઈદની નમાઝ વસ્તીથી બહાર ખુલ્લા મેદાનમાં પઢવી સુન્નત છે.

**મસ્લા-૧૬૩ :** ઈદની નમાઝ માટે સ્ત્રીઓએ પણ ઈદગાહ જવું જોઈએ.

وَ عَنْ أُمِّ عَطِيَّةَ ﷺ قَالَتْ : أَمَرَنَا رَسُوْلُ اللهِ ﷺ - أَنْ نُخْرِجَ الْحُيَّضَ يَوْمَ الْعِيْدَيْنِ وَ ذَوَاتِ الْخُدُوْرِ فَيَشْهَدْنَ جَمَاعَةَ الْمُسْلِمِيْنَ وَ دَعْوَتَهُمْ وَ تَعْتَزِلُ الْحُيَّضُ عَنْ مُصَلَّاهُنَّ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત ઉમ્મે અતિયા ﷺથી રિવાયત છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ આદેશ આપ્યો કે બંને ઈદોના દિવસે અમે માસિક-ધર્મવાળી અને પરદાવાળી (અર્થાત્ તમામ) સ્ત્રીઓને ઈદગાહમાં લાવીએ, જેથી તેઓ મુસલમાનોની સાથે નમાઝ અને દુઆમાં સામેલ થાય. અલબત્ત, માસિક-ધર્મવાળી સ્ત્રીઓ નમાઝ ન પઢે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[2]

**મસ્લા-૧૬૪ :** ઈદની નમાઝ માટે ન અઝાન છે, ન ઇકામત.

عَنْ جَابِرِ بْنِ سَمُرَةَ ﷺ قَالَ : صَلَّيْتُ مَعَ رَسُوْلِ اللهِ ﷺ الْعِيْدَيْنِ غَيْرَ مَرَّةٍ وَلَا مَرَّتَيْنِ بِغَيْرِ أَذَانٍ وَلَا إِقَامَةٍ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન સમરા ﷺ કહે છે કે, ''મેં રસૂલુલ્લાહ ﷺની સાથે એક-બે વાર નહીં, ઘણી વાર બંને ઈદોની નમાઝ અઝાન અને ઇકામત વગર પઢી.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[3]

**મસ્લા-૧૬૫ :** બંને ઈદોની નમાઝમાં પહેલા નમાઝ અને (પછી) ખુત્બો આપવો મસનૂન છે.

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ : كَانَ رَسُوْلُ اللهِ ﷺ وَ أَبُوْ بَكْرٍ وَ عُمَرُ ﷺ يُصَلُّوْنَ الْعِيْدَيْنِ قَبْلَ الْخُطْبَةِ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ, હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺ અને હઝરત ઉમર ફારુક ﷺ બંને ઈદોની નમાઝ ખુત્બાથી પહેલા

૧. કિતાબુઝ્-ઝકાત, પ્ર.: મન ખાલિફ તરીક ઇઝા રજા યવ્મુલ ઈદ.
૨. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૫૧૧.
૩. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ. ૪૨૭.

અદા કરતા હતા. આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૧૬૬ :** બંને ઈદોની નમાઝમાં બાર તકબીરો મસનૂન છે; પહેલી રકા'તમાં કિરા'તથી પહેલા સાત અને બીજી રકા'તમાં કિરા'તથી પહેલા પાંચ તકબીરો કહેવી જોઈએ.

عَنْ نَافِعٍ مَوْلَى عَبْدِاللّٰهِ بْنِ عُمَرَ ﷺ اَنَّهُ قَالَ: شَهِدْتُ الْاَضْحٰى وَ الْفِطْرَ مَعَ اَبِيْ هُرَيْرَةَ ﷺ فَكَبَّرَ فِي الرَّكْعَةِ الْاُوْلٰى سَبْعَ تَكْبِيْرَاةٍ قَبْلَ الْقِرَاَةِ وَ فِي الْاٰخِرَةِ خَمْسَ تَكْبِيْرَاةٍ قَبْلَ الْقِرَءَةِ. (رَوَاهُ مَالِكٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺના આઝાદ કરેલ ગુલામ હઝરત નાફેઅ ﷺ કહે છે, ''મેં હઝરત અબૂ હુરૈરા ﷺની સાથે ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહા બંનેની નમાઝો પઢી. હઝરત અબૂ હુરૈરા ﷺએ પહેલી રકા'તમાં કિરા'તથી પહેલા સાત તકબીરો અને બીજી રકા'તમાં કિરાતથી પહેલા પાંચ તકબીરો કહી.'' આને માલિકે રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૧૬૭ :** ઈદની નમાઝની વધારાની તકબીરો માટે હાથ ઉઠાવવા જોઈએ.

عَنْ وَائِلِ بْنِ حُجْرٍ ﷺ اَنَّهُ كَانَ يَرْفَعُ يَدَيْهِ مَعَ التَّكْبِيْرِ. (رَوَاهُ اَحْمَدُ) حسن

હઝરત વાઈલ બિન હજર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ દરેક તકબીરની સાથે હાથ ઉઠાવતા હતા. આને અહમદે રિવાયત કરેલ છે.(૩)

**મસ્લા-૧૬૮ :** ખુત્બા દરમ્યાન ખતીબે (ખુત્બો આપનારે) થોડી વાર બેસવું મસનૂન છે.

عَنْ عُبَيْدِاللّٰهِ بْنِ عَبْدِاللّٰهِ بْنِ عُتْبَةَ قَالَ: السُّنَّةُ اَنْ يَخْطُبَ الْاِمَامُ فِي الْعِيْدَيْنِ خُطْبَتَيْنِ يُفَصِّلُ بَيْنَهُمَا بِجُلُوْسٍ. (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉતબા ફરમાવે છે કે બંને ઈદોની નમાઝમાં ઈમામે બે ખુત્બા પઢવા અને બેસીને તે (બંને)ને અલગ કરવા

૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૧, હ. ૫૦૯.
૨. કિતાબુસ્સલાત, પ્રકરણ : માજા ફી તકરીમ વલ કુરઆન ફી સલાતુલ ઈદૈન.
૨. અરવાહુલ ગલીલ, લિલ અલબાની, ભા-૩, હ. ૬૪૧.

સુન્નત છે. આને શાફઈએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૧૬૯ :** ઈદની નમાઝથી પહેલા અને પછી કોઈ (નફિલ કે સુન્નત) નમાઝ નથી.

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ: خَرَجَ النَّبِيُّ ﷺ يَوْمَ الْأَضْحٰى أَوْ فِطْرٍ فَصَلّٰى رَكْعَتَيْنِ لَمْ يُصَلِّ قَبْلَهُمَا وَلَا بَعْدَهَا. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે, ''નબી અકરમ ﷺએ ઈદુલ અદહા કે ઈદુલ ફિત્રના દિવસે (ઘરથી નીકળીને) બે રકા'ત ઈદની નમાઝ અદા કરી અને તેનાથી પહેલા કે પછી કોઈ નમાઝ નથી પઢી.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૧૭૦ :** બંને ઈદોની નમાઝ વિલંબથી પઢવાને પસંદ કરવામાં આવેલ નથી.

**મસ્લા-૧૭૧ :** ઈદુલ ફિત્રની નમાઝનો સમય ઈશરાક (પૂર્ણ સૂર્યોદય થઈ ગયા પછી)ની નમાઝનો સમય છે.

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ بُسْرٍ صَاحِبُ رَسُوْلِ اللّٰهِ ﷺ أَنَّهُ خَرَجَ مَعَ النَّاسِ فِيْ يَوْمِ عِيْدِ فِطْرٍ أَوْ أَضْحٰى فَأَنْكَرَ إِبْطَاءَ الْإِمَامِ وَقَالَ: إِنَّا كُنَّا قَدْ فَرَغْنَا سَاعَتَنَا هٰذِهٖ وَذٰلِكَ حِيْنَ التَّسْبِيْحِ. (رَوَاهُ أَبُوْدَاوُدَ وَابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન બુસર ﷺથી રિવાયત છે કે તેઓ પોતે ઈદુલ ફિત્ર કે ઈદુલ અદહાની નમાઝ માટે લોકોની સાથે ઈદગાહ રવાના થયા તો ઈમામે વિલંબ કરવા અંગે નારાજગી પ્રગટ કરી અને ફરમાવ્યું, ''અમે તો આ સમયે નમાઝ પઢીને ફારેગ પણ થઈ જતા હતા અને તે ઈશરાકનો સમય હતો.'' આને અબૂ દાઉદ અને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૩)

**મસ્લા-૧૭૨ :** ઈદુલ અદહાની નમાઝ જલ્દી અને ઈદુલ ફિત્રની નમાઝ તેની સરખામણીમાં વિલંબથી પઢવી મસનૂન છે.

عَنْ أَبِي الْحُوَيْرِثِ ﷺ أَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ كَتَبَ إِلٰى عَمْرِو بْنِ حَزْمٍ وَهُوَ بِنَجْرَانَ - عَجِّلِ الْأَضْحٰى وَأَخِّرِ الْفِطْرَ وَذَكِّرِ النَّاسَ. (رَوَاهُ الشَّافِعِيُّ)

---

૧. કિતાબુસ્સલાત, પ્રકરણ : ફી સલાતુલ ઈદૈન, હ. ૪૬૩.
૨. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હ.૪૩૦.
૩. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૦૦૫.

હઝરત અબુલ હુવૈરિસ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ નજરાનના ગવર્નર અમ્ર બિન હઝમ ﷺને લેખિત રૂપે એ નિર્દેશ કર્યો કર્યો કે, ''ઈદુલ અદહાની નમાઝ જલ્દી પઢી લો અને ઈદુલ ફિત્રની નમાઝ વિલંબથી પઢો અને લોકોને ખુત્બામાં નેકીની શિખામણ આપો.'' આને શાફઈએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા-૧૭૩ :** ઈદગાહ આવતા-જતાં વધારેમાં વધારે તકબીરો પઢવું સુન્નત છે.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّهٗ كَانَ يَغْدُوْا اِلَى الْمُصَلّٰى يَوْمَ الْفِطْرِ اِذَا طَلَعَتِ الشَّمْسُ فَيُكَبِّرُ حَتّٰى يَأْتِيَ الْمُصَلّٰى ثُمَّ يُكَبِّرُ بِالْمُصَلّٰى حَتّٰى اِذَا جَلَسَ الْاِمَامُ تَرَكَ التَّكْبِيْرَ۔ (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ઈદના દિવસે સવાર-સવારમાં સૂર્ય નીકળતાં જ ઈદગાહ જતા રહેતા અને ઈદગાહ સુધી તકબીરો કહેતા જતા. પછી ઈદગાહમાં પણ તકબીરો કહેતા રહેતા, ત્યાં સુધી કે જ્યારે ઇમામ ખુત્બા માટે મિમ્બર ઉપર બેસી જતા તો તકબીરો પઢવાનું છોડી દેતા. આને શાફઈએ રિવાયત કરેલ છે.[2]

**મસ્લા-૧૭૪ :** મસનૂન તકબીરોના શબ્દો નીચે મુજબ છે.

عَنِ ابْنِ مَسْعُوْدٍ رضي الله عنه اَنَّهٗ كَانَ يُكَبِّرُ اَيَّامَ التَّشْرِيْقِ : اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ۔ (رَوَاهُ ابْنُ اَبِيْ شَيْبَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ ﷺ તશ્રીકના દિવસોમાં આ તકબીરો પઢતા હતા – ''અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર અલ્લાહુ અકબર, વ-લિલ્લાહિલ હમ્દ.'' આને ઈબ્ને અબી શૈબાએ રિવાયત કરેલ છે.[3]

**મસ્લા-૧૭૫ :** ઈદુલ ફિત્રની નમાઝ માટે જતાં પહેલા અને ઈદુલ અદહાની નમાઝ પઢ્યા પછી કોઈ વસ્તુ ખાવી સુન્નત છે.

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ بُرَيْدَةَ عَنْ اَبِيْهِ كَانَ النَّبِيُّ ﷺ لَا يَخْرُجُ يَوْمَ الْفِطْرِ حَتّٰى يَطْعَمَ وَلَا يَطْعَمُ يَوْمَ الْاَضْحٰى حَتّٰى يُصَلِّيَ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

---

૧. કિતાબુસ્સલાત, પ્રકરણ : ફી સલાતુલ ઈદૈન, હ. ૪૨૨.
૨. કિતાબુસ્સલાત, પ્રકરણ : ફી સલાતુલ ઈદૈન, હ. ૪૪૫.
૨. અરવાહુલ ગલીલ, લિલ અલબાની, ૩/૧૨૫.

હઝરત અબ્દુલ્લાહ બિન બરીદા ﵁ પોતાના પિતાથી રિવાયત કરે છે કે નબી કરીમ ﷺ ઈદુલ ફિત્રના પ્રસંગે નમાઝ માટે જતા પહેલા અવશ્ય કંઈક ખાવાનું રાખતા હતા અને ઈદુલ અદહાના પ્રસંગે ઈદની નમાઝ પઢતાં પહેલા કંઈ જ ખાતા ન હતા. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૧૭૬ :** જો જુમ્આના દિવસે ઈદ આવી જાય તો બંને (નમાઝો) પઢવી સારું છે, પરંતુ ઈદની નમાઝ પઢ્યા પછી જો જુમ્આના બદલે ઝુહ્રની નમાઝ અદા કરવામાં આવે તો પણ સાચું છે.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﵁ عَنْ رَسُوْلِ اللّٰهِ ﷺ اَنَّهٗ قَالَ - عِيْدَانِ اجْتَمَعَا فِيْ يَوْمِكُمْ هٰذَا فَمَنْ شَآءَ اَجْزَءَهٗ عَنِ الْجُمُعَةِ وَاِنَّا مُجَمِّعُوْنَ اِنْ شَاءَ اللّٰهُ تَعَالٰى.
(رَوَاهُ اَبُوْ دَاوُدَ وَ ابْنُ الْمَاجَةَ) صحيح

હઝરત અબૂ હુરૈરા ﵁એ રસૂલુલ્લાહ ﷺથી રિવાયત કરી છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''તમારા આજના દિવસે બે ઈદો (એક ઈદ અને બીજો જુમ્આ) એકઠી થઈ ગઈ છે. જે ઇચ્છે તેના માટે જુમ્આના બદલે ઈદ જ પૂરતી છે, પરંતુ અમે બંને (અર્થાત્ જુમ્આ અને ઈદ) અદા કરીશું.'' આને અબૂ દાઉદ અને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૧૭૭ :** વાદળના કારણે શવ્વાલનો ચાંદ ન જોઈ શકાય અને રોઝો રાખી લીધા પછી ખબર પડે કે ચાંદ જોવાઈ ગયો છે તો રોઝો ખોલી નાખવો જોઈએ.

**મસ્લા-૧૭૮ :** જો ચાંદના સમાચાર ઝવાલથી પહેલા મળે તો ઈદની નમાઝ એ જ દિવસે અદા કરી લેવી જોઈએ. જો ઝવાલ પછી સમાચાર મળે તો ઈદની નમાઝ બીજા દિવસે અદા કરવામાં આવશે.

عَنْ اَبِيْ عُمَيْرِ بْنِ اَنَسٍ ﵁ عَنْ عُمُوْمَةٍ لَهٗ مِنْ اَصْحَابِ النَّبِيِّ ﷺ اَنَّ رَكْبًا جَآءُوْا اِلَى النَّبِيِّ ﷺ يَشْهَدُوْنَ اَنَّهُمْ رَاَوُا الْهِلَالَ بِالْاَمْسِ فَاَمَرَهُمْ : اَنْ يُفْطِرُوْا، وَ اِذَا اَصْبَحُوْا يَغْدُوْا اِلٰى مُصَلَّاهُمْ.
(رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અબૂ ઉમૈર બિન અનસ ﵁ પોતાના કાકાઓથી, જેઓ નબી ﷺના સહાબીઓમાંથી હતા, રિવાયત કરે છે કે કેટલાક સવારો નબી અકરમ ﷺની સેવામાં હાજર થયા અને ગવાહી આપી કે તેમણે પાછલા દિવસે (શવ્વાલનો) ચાંદ જોયો છે,

---

૧. સહીહ સુનન તિરમિઝી, લિલ અલબાની, ભા-૧, હ. ૪૪૭.
૨. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૧૦૮૩.

તેથી રસૂલે અકરમ ﷺએ સહાબા કિરામ ﷺને હુકમ આપ્યો કે તેઓ રોઝો તોડી નાખે અને ફરમાવ્યું : કાલે સવારે (ઈદની નમાઝ માટે) ઈદગાહ આવે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા-૧૭૯ :** જો કોઈને ઈદની નમાઝ ન મળી શકે અથવા બીમારીના કારણે ઈદગાહ ન જઈ શકે તો તેણે બે રકા'ત એકલા અદા કરી લેવી જોઈએ.

**મસ્લા-૧૮૦ :** ગામમાં ઈદની નમાઝ પઢવી જોઈએ.

اَمَرَ اَنَسُ بْنُ مَالِكٍ ﷺ مَوْلَاهُ ابْنَ اَبِىْ عُتْبَةَ بِالزَّاوِيَةِ فَجَمَعَ اَهْلَهٗ وَبَنِيْهِ وَ صَلّٰى كَصَلَاةِ اَهْلِ الْمِصْرِ وَ تَكْبِيْرِهِمْ، وَ قَالَ عِكْرِمَةُ اَهْلُ السَّوَادِ يَجْتَمِعُوْنَ فِى الْعِيْدِ يُصَلُّوْنَ رَكْعَتَيْنِ كَمَا يَصْنَعُ الْاِمَامُ، وَقَالَ عَطَاءٌ: اِذَا فَاتَهُ الْعِيْدُ صَلّٰى رَكْعَتَيْنِ. (رَوَاهُ الْبُخَارِىُّ)

હઝરત અનસ બિન માલિક ﷺએ પોતાના ગુલામ ઇબ્ને અબી ગનિયાને ઝાવિયા ગામમાં નમાઝ પઢવાનો હુકમ આપ્યો તો ઇબ્ને અબી ગનિયાએ હઝરત અનસ ﷺના ઘરવાળાઓ અને પુત્રોને એકત્ર કર્યા અને બધાએ શહેરવાળાની તકબીરની જેમ તકબીર અને નમાઝની જેમ નમાઝ પઢી.[૨]

ઇકરિમા ﷺએ કહ્યું, ''ગામના લોકો ઈદના દિવસે એકત્ર થાય અને બે રકા'ત નમાઝ પઢે, જે રીતે ઇમામ પઢે છે.'' અને અતા ﷺએ કહ્યું, ''જ્યારે કોઈની ઈદની નમાઝ છુટી જાય તો તે બે રકા'ત નમાઝ અદા કરી લે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.

**મસ્લા-૧૮૧ :** ઈદુલ અદહાની નમાઝ પઢ્યા અને ખુત્બો સાંભળ્યા પછી સામર્થ્ય ધરાવનાર માટે કુરબાની સુન્નતે-મુઅક્કિદા છે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ مَنْ وَجَدَ سَعَةً لِاَنْ يُضَحِّىَ فَلَمْ يُضَحِّ فَلَا يَحْضُرْ مُصَلَّانَا. (رَوَاهُ الْحَاكِمُ) حسن

---

૧. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૦૨૬.
૨. કિતાબુલ ઈદૈન.

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે માણસ કુરબાનીની શક્તિ ધરાવતો હોય તેમ છતાં કુરબાની ન કરે તે અમારી મસ્જિદમાં ન આવે.'' આને હાકિમે રિવાયત કરેલ છે.[૧]

<u>**મસ્લા-૧૮૨ :**</u> કુરબાનીના આદાબ (શિષ્ટાચાર).

عَنْ اَنَسٍ قَالَ: ضَحّٰی رَسُوْلُ اللهِ ﷺ بِكَبْشَيْنِ اَمْلَحَيْنِ اَقْرَنَيْنِ ذَبَحَهُمَا بِيَدِهٖ وَ سَمّٰى اَوْ كَبَّرَ. قَالَ: رَاَيْتُهٗ وَاضِعًا قَدَمَهٗ عَلٰى صِفَاحِهِمَا وَ يَقُوْلُ: بِسْمِ اللهِ وَاللهُ اَكْبَرُ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અનસ ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺએ બે સફેદ અને કાળા રંગના અને શીંગડાવાળા ઘેટા ઝબેહ કર્યા. મેં જોયું કે આપ ﷺએ પોતાનો પગ તેની ગરદન પર મૂક્યો હતો અને 'બિસ્મિલ્લાહ અલ્લાહુ અકબર' પઢીને પોતાના હાથથી ઝબેહ કર્યા હતા.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ: اَمَرَ النَّبِيُّ ﷺ بِحَدِّ الشِّفَارِ وَ اَنْ تُوَارٰى عَنِ الْبَهَائِمِ وَ قَالَ: اِذَا ذَبَحَ اَحَدُكُمْ فَلْيُجْهِزْهُ. (رَوَاهُ ابْنُ مَاجَةَ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ કહે છે કે નબી અકરમ ﷺએ હુકમ કર્યો કે, ''(જ્યારે કુરબાની કરો તો) છરીઓ ખૂબ તેજ કરો. જાનવરથી છુપાવીને રાખો, અને જ્યારે ઝબેહ કરવા લાગો તો જલ્દી ઝબેહ કરો.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૩]

<u>**મસ્લા-૧૮૩ :**</u> એક વર્ષની ઉંમરના ઘેટા (કે બકરી)નું બચ્ચું કુરબાની માટે જાઇઝ છે.

عَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ قَالَ: ضَحَّيْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ بِالْجَذَعِ مِنَ الضَّاْنِ. (رَوَاهُ النَّسَائِيُّ)

હઝરત ઉકબા બિન આમિર ﷺ ફરમાવે છે કે અમે રસૂલે અકરમ ﷺની સાથે

૧. તર્ગીબ વત્તર્હીબ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૦૭૯.
૨. મિશ્કાતુલ મસાબીહ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૪૫૩.
૩. તર્ગીબ વત્તર્હીબ, લિલ અલબાની, ભા-૧, હ. ૧૦૮૩.

ઘેટાના એક વર્ષના બચ્ચાની કુરબાની આપી. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા-૧૮૪ :** ગાય કે ઊંટની કુરબાનીમાં સાત માણસો સામેલ થઈ શકે છે.

عَنْ جَابِرٍ ﷺ قَالَ : اَمَرَنَا رَسُوْلُ اللهِ ﷺ اَنْ نَشْتَرِكَ فِي الْجَامِيْلِ وَالْبِقَرِ كُلُّ سَبْعَةٍ مِنَّا فِي بَدَنَةٍ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત જાબિર ﷺ ફરમાવે છે કે અમને રસૂલુલ્લાહ ﷺએ હુકમ આપ્યો કે એક ઊંટ કે એક ગાયમાં સાત ભાગીદારો સામેલ થઈ શકે છે. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા-૧૮૫ :** ઘરના વાલી (સંરક્ષક)ના તરફથી આપવામાં આવેલ કુરબાની તમામ ઘરવાળાઓ તરફથી પૂરતી છે.

عَنْ عَطَاءِ بْنِ يَسَارٍ قَالَ : سَأَلْتُ اَبَا اَيُّوْبَ الْاَنْصَارِيَّ كَيْفَ كَانَتِ الضَّحَايَا فِيْكُمْ عَلَى عَهْدِ رَسُوْلِ اللهِ ﷺ ؟ قَالَ : كَانَ الرَّجُلُ فِيْ عَهْدِ النَّبِيِّ ﷺ يُضَحِّيْ بِالشَّاةِ عَنْهُ وَعَنْ اَهْلِ بَيْتِهِ. (رَوَاهُ ابْنُ مَاجَةَ وَالتِّرْمِذِيُّ) صحيح

હઝરત અતા બિન યસાર ﷺ કહે છે કે મેં અબૂ ઐયુબ અન્સારી ﷺથી જાણકારી મેળવી કે નબી અકરમ ﷺના જમાનામાં તમે લોકો કુરબાની કેવી રીતે કરતા હતા, તો તેમણે કહ્યું કે રિસાલત-કાળમાં દરેક વ્યક્તિ પોતાના તરફથી પોતાના ઘરવાળાઓ તરફથી એક જ કુરબાની કરતો હતો. આને ઇબ્ને માજા અને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૩)

**મસ્લા-૧૮૬ :** ઈદુલ અદહાની નમાઝથી પહેલા જો કોઈએ જાનવર ઝબેહ કર્યું તો તે કુરબાની ગણાશે નહીં.

عَنْ اَنَسٍ قَالَ : قَالَ النَّبِيُّ ﷺ يَوْمَ النَّحْرِ : مَنْ كَانَ ذَبَحَ قَبْلَ الصَّلَاةِ فَلْيُعِدْ.

(مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અનસ ﷺ કહે છે કે નબી અકરમ ﷺએ ઈદુલ અદહાના દિવસે

૧. સહીહ સુનન નસાઈ, લિલ અલબાની, ભા-૩, હ. ૪૦૮૦.
૨. નૈનુલ ઔતાર, કિતાબુલ હજ્જ.
૩. સહીહ સુનન ઇબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૨૫૪૬.

ફરમાવ્યું, ''જેણે નમાઝથી પહેલા જાનવર ઝબેહ કરી દીધું તેણે ફરીથી કુરબાની આપવી જોઈએ.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**<u>મસ્લા-૧૮૭ :</u>** જેને કુરબાની આપવાની હોય તે ઝિલહજ્જનો ચાંદ જોયા પછી કુરબાની કરવા સુધી નખ અને વાળ વગેરે ન કાપે.

عَنْ أُمِّ سَلَمَةَ رضي الله عنها قَالَتْ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ إِذَا دَخَلَ الْعَشْرُ فَأَرَادَ أَحَدُكُمْ
أَنْ يُّضَحِّيَ فَلَا يَمَسَّ مِنْ شَعْرِهِ وَلَا بَشَرِهِ شَيْئًا . (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત ઉમ્મે સલમા رضي الله عنها કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે કોઈ માણસ ઝિલહજ્જના દસમા દિવસ (ઈદુલ અદહા)ની કુરબાની કરવાનો ઈરાદો ધરાવતો હોય તો પોતાના શરીરના કોઈપણ ભાગમાંથી વાળ ન કાપે અને ન નખ કાપે.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૨)

**<u>મસ્લા-૧૮૮ :</u>** કુરબાનીનો ગોશ્ત (માંસ) જમા કરવું જાઈઝ છે.

عَنْ جَابِرٍ قَالَ : كُنَّا لَا نَأْكُلُ مِنْ لُحُوْمِ بُدْنِنَا فَوْقَ ثَلَاثٍ فَرَخَّصَ لَنَا رَسُوْلُ
اللهِ ﷺ فَقَالَ : كُلُوْا وَتَزَوَّدُوْا . (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત જાબિર رضي الله عنه ફરમાવે છે કે અમે કુરબાનીના ગોશ્તનો મિનામાં ત્રણ દિવસથી વધારે ઉપયોગ કરતા ન હતા. ત્યારબાદ નબી અકરમ ﷺએ અમને છૂટ આપી દીધી અને ફરમાવ્યું, ''ખાઓ, જમા કરીને પણ રાખો.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા-૧૮૯ :</u>** કુરબાનીથી પહેલા કુરબાનીના જાનવરને કોઈ કબર કે મઝારનો તવાફ કરાવવાનું સુન્નતથી સાબિત નથી.

**<u>મસ્લા-૧૯૦ :</u>** ઈદની નમાઝ પછી ગળે મળવું સુન્નતથી સાબિત નથી.



૧. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૨, હ. ૧૨૮૨.
૨. સહીહ સુનન ઈબ્ને માજા, લિલ અલબાની, ભા-૧, હ. ૨૫૪૮.
૩. લુઅ્લુઉ વલ મરજાન, ભા-૨, હ. ૧૨૮૯.

# اَلْاَحَادِثُ الضَّعِيْفُ وَالْمَوْضُوْعَةُ فِى الصَّوْمِ

# રોઝા વિશે ઝઈફ અને મૌઝૂઅ હદીસો

૧. اِذَا كَانَ اَوَّلُ لَيْلَةٍ مِنْ شَهْرِ رَمَضَانَ نَادَى الْجَلِيْلُ رِضْوَانَ خَازِنُ الْجَنَانَ فَيَقُوْلُ : لَبَّيْكَ وَ سَعْدَيْكَ وَ فِيْهِ : اَمَرَهُ بِفَتْحِ الْجَنَّةِ وَ اُمِرَ مَالِكٌ بِتَغْلِقِ النَّارِ۔

''રમઝાનની પહેલી રાત આવે છે તો અલ્લાહ તઆલા જન્નતના નિરીક્ષક ફરિશ્તા 'રિઝવાન'ને પોકારે છે તો તે કહે છે (યા અલ્લાહ !) હું હાજર છું. અલ્લાહ તઆલા તેને જન્નત ખોલવાનો હુકમ આપે છે અને જહન્નમના નિરીક્ષક ફરિશ્તા 'માલિક'ને જહન્નમ બંધ કરી દેવાનો હુકમ કરે છે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ મૌઝૂઅ (મનઘડંત, કાલ્પનિક, ઉપજાવી કાઢેલ) છે.

૨. اَنَّ النَّبِيَّ ﷺ قَالَ وَ قَدْ اَهَلَّ رَمَضَانَ (لَوْ عَلِمَ الْعِبَادُ مَا فِيْ رَمَضَانَ لَتَمَنَّتْ اُمَّتِيْ اَنْ يَكُوْنَ رَمَضَانُ السَّنَّتَ كُلَّهَا)۔

''રમઝાનનો ચાંદ દેખાતાં નબી કરીમ ﷺએ ફરમાવ્યું, જો બંદાઓ રમઝાનની શ્રેષ્ઠતા (ફઝીલત) જાણી લે તો આખું વર્ષ રમઝાનની જેમ રહેવાની ઇચ્છા કરવા લાગશે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ મનઘડંત છે.

૩. اِذَا كَانَ (اَوَّلُ-3) لَيْلَةٍ مِنْ شَهْرِ رَمَضَانَ، نَظَرَ اللّٰهُ اِلٰى خَلْقِهِ الصِّيَامِ، وَ اِذَا نَظَرَ اللّٰهُ اِلٰى عَبْدٍ لَمْ يُعَذِّبْهُ۔

''રમઝાનની પહેલી ત્રણ રાત્રિઓમાં અલ્લાહ તઆલા રોઝાદાર લોકો પર નજર કરે છે અને જ્યારે અલ્લાહ કોઈ બંદા ઉપર નજર કરે છે તો તેને અઝાબ નથી આપતો.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ મનઘડંત છે.

૪. اِنَّ اللّٰهَ تَبَارَكَ وَ تَعَالٰى لَيْسَ بِتَبَارِكٍ اَحَدًا مِنَ الْمُسْلِمِيْنَ صَبِيْحَةَ اَوَّلِ يَوْمٍ مِنْ رَمَضَانَ اِلَّا غُفِرُ لَهُ۔

''અલ્લાહ તઆલા રમઝાનની પહેલી સવારે જ તમામ મુસલમાનોને માફ કરી દે છે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસની સનદમાં એક રાવી (રિવાયત કરનાર) જૂઠો છે.

૫. اِنَّ اللهَ تَبَارَكَ وَ تَعَالٰى اُعْتِقَ فِيْ كُلِّ لَيْلَةٍ مِنْ رَمَضَانَ عِنْدَ الْاِفْطَارِ اَلْفَ اَلْفَ عَتِيْقٍ مِنَ النَّارِ.

''રમઝાનુલ મુબારકમાં અલ્લાહ તઆલા દરરોજ ઇફ્તારના સમયે દસ લાખ માણસોને જહન્નમથી મુક્ત કરે છે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ મનઘડંત છે.

૬. صُوْمُوْا تَصِحُّوْا.

''રોઝા રાખો, સ્વસ્થ રહો.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ મનઘડંત છે.

૭. لِكُلِّ شَيْءٍ زَكَاةٌ وَزَكَاةُ الْجَسَدِ الصَّوْمُ.

''દરેક વસ્તુની ઝકાત છે અને શરીરની ઝકાત રોઝા છે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ ઝઈફ છે.

૮. ثَلَاثَةٌ لَا يُسْأَلُوْنَ عَنْ سُوْءِ الْخُلُقِ، الْمُفْطِرُ، وَالْمُتَسَحِّرُ، وَ صَاحِبُ الضَّيْفِ، وَ ثَلَاثَةٌ لَا يُسْأَلُوْنَ عَنْ سُوْءِ الْخُلُقِ، الْمَرِيْضُ، وَالصَّائِمُ، وَالْاِمَامُ الْعَادِلُ.

''ત્રણ માણસોથી ખાવા-પીવાની નેમતો (કૃપાઓ) અંગે પ્રશ્ન નહીં થાય – ૧. ઇફ્તાર કરવાવાળો, ૨. સેહરી ખાવાવાળો, ૩. મેજબાન. ત્રણ માણસોથી બદઅખ્લાકી (દુરાચરણ)નો પ્રશ્ન નહીં થાય – ૧. બીમાર, ૨. રોઝાદાર, ૩. ન્યાય કરવાવાળો સત્તાધીશ.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસની સનદમાં એક રાવી હદીસો ઘડીને રાખે છે.

૯. مَنْ فَطَّرَ صَائِمًا عَلٰى طَعَامٍ وَ شَرَابٍ مِنْ حَلَالٍ صَلَّتْ عَلَيْهِ الْمَلٰئِكَةُ.

''જેણે હલાલ રોજીથી રોઝો ઇફ્તાર કરાવ્યો તેના માટે ફરિશ્તા રહમતની દુઆઓ કરે છે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ નિરાધાર છે.

૧૦. إِنَّ اللهَ أَوْحَى إِلَى الْحَفَظَةِ : أَنْ لَا تَكْتُبُوْا عَلَى صَوَّابِ عَبِيْدِيْ بَعْدَ الْعَصْرِ سَيِّئَةً۔

''અલ્લાહ તઆલા કિરામન કાતિબીન (વ્યક્તિના અમલની નોંધ કરનારાં ફરિશ્તાઓ)ને હુકમ આપે છે કે મારા રોઝાદાર બંદાઓના અસ્ર પછીના ગુનાઓ ન લખે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસની સનદમાં એક રાવી ભરોસાપાત્ર નથી.

૧૧. مَنْ أَفْطَرَ عَلَى تَمْرَةٍ مِنْ حَلَالٍ زِيْدَ فِيْ صَلَاتِهِ أَرْبَعُمِائَةِ صَلَاةٍ۔

''જેણે હલાલ રોજીની ખજૂરથી રોઝો ઇફતાર કર્યો તેની નમાઝોમાં ચારસો નમાઝોનો વધારો કરવામાં આવશે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસની સનદમાં એક રાવી હદીસો ઘડ્યા કરતો હતો.

૧૨. خَمْسٌ يُفَطِّرْنَ الصَّوْمَ وَ يَنْقُضْنَ الْوُضُوْءَ : اَلْكِذْبُ، وَالنَّمِيْمَةُ، وَالْغِيْبَةُ، وَالنَّظْرُ بِالشَّهْوَةِ، وَالْيَمِيْنُ الْكَاذِبَةُ۔

''પાંચ વસ્તુઓ રોઝાદારની વુઝૂ તોડી નાખે છે : ૧. જૂઠ, ૨. ચાડી, ૩. ગીબત (નિંદા), ૪. વાસનાભરી નજર, ૫. જૂઠા સોગંદ.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસની સનદમાં એક રાવી જૂઠો છે.

૧૩. مَنْ أَفْطَرَ يَوْمًا مِنْ رَمَضَانَ فَلْيُهْدِ بَدَنَةً، فَإِنْ لَمْ يَجِدْ فَلْيُطْعِمْ ثَلَاثَ صَاعًا مِنْ تَمْرٍ الْمَسَاكِيْنَ۔

''જેણે રમઝાનનો એક રોઝો છોડ્યો તે એક ઊંટની એક કુરબાની આપે, જે કુરબાની ન આપી શકે તે ત્રીસ સાઅ (અર્થાત્ ૭૫ કિલોગ્રામ) ખજૂરો ગરીબોમાં વહેંચે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસમાં એક રાવી જૂઠો છે.

૧૪. مَنْ أَفْطَرَ يَوْمًا مِنْ رَمَضَانَ مِنْ غَيْرِ رُخْصَةٍ وَ لَا عُذْرٍ، كَانَ عَلَيْهِ أَنْ يَصُوْمَ ثَلَاثِيْنَ يَوْمًا، وَ مَنْ أَفْطَرَ يَوْمَيْنِ كَانَ عَلَيْهِ سِتُّوْنَ، وَمَنْ أَفْطَرَ ثَلَاثًا كَانَ عَلَيْهِ تِسْعُوْنَ يَوْمًا۔

''જેણે રમઝાનનો એક રોઝો શરઈ કારણ વગર છોડ્યો તે તેના બદલામાં ત્રીસ રોઝા રાખે, જેણે બે રોઝા છોડ્યા તે સાઈઠ રોઝા રાખે અને જેણે ત્રણ રોઝા છોડ્યા તે નેવું રોઝા રાખે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસ નિરાધાર છે.

૧૫. صُمِ الْبِيْضَ، اَوَّلُ يَوْمٍ يَعْدِلُ ثَلَاثَةَ آلَافِ سَنَةٍ وَالْيَوْمُ الثَّانِيْ يَعْدِلُ عَشْرَةَ آلَافِ سَنَةٍ، وَالْيَوْمُ الثَّالِثُ يَعْدِلُ عِشْرِيْنَ اَلْفَ سَنَةٍ۔

''બૈઝના સમય (ચાંદની ૧૩, ૧૪, ૧૫ તારીખોના દિવસો)ના રોઝા રાખો, પહેલા દિવસના રોઝાનો સવાબ ત્રણ હજાર વર્ષના બરાબર છે, બીજા દિવસના રોઝાનો સવાબ દસ હજાર વર્ષના બરાબર છે અને ત્રીજા દિવસના રોઝાનો સવાબ વીસ હજાર વર્ષના બરાબર છે.''

<u>સ્પષ્ટીકરણ :</u> આ હદીસની સનદમાં એક રાવી હદીસો ઘડ્યા કરતો હતો.

૧૬. رَجَبُ شَهْرُ اللهِ، وَشَعْبَانُ شَهْرِيْ، وَرَمَضَانُ شَهْرُ اُمَّتِيْ، فَمَنْ صَامَ مِنْ رَجَبٍ يَوْمَيْنِ، فَلَهٗ مِنَ اَجْرٍ ضِعْفَانِ، وَوَزْنُ كُلِّ ضِعْفٍ مِثْلُ جِبَالِ الدُّنْيَا۔

''રજબ અલ્લાહનો મહિનો છે, શા'બાન મારો મહિનો છે અને રમઝાન મારી ઉમ્મતનો મહિનો છે; જેણે રજબના રોઝા રાખ્યા તેના માટે બમણો અજ્ર (બદલો) છે અને એક ગણું વજન દુનિયાના એક પહાડ બરાબર છે.''

<u>નોંધ :</u> ઉપરની તમામ મૌઝૂઅ (મનઘડંત) હદીસો ઇમામ શૌકાની ﷺના પુસ્તક 'અલ ફવાઈદ, અલ મજમૂઆ, ફીલ અહાદીસ, અલ મૌઝૂઅ'માં નોંધવામાં આવી છે. વિગતવાર માહિતી માટે આ પુસ્તક જોઈ શકાય છે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ بِنِعْمَتِهٖ تَتِمُّ الصَّالِحَاتُ وَاَلْفُ اَلْفِ صَلَاةٍ وَسَلَامٌ عَلٰى اَفْضَلِ الْبَرِيَاةِ وَعَلٰى آلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرّٰحِمِيْنَ۔



# હદીસની પરિભાષાઓ ટૂંકમાં

## હદીસ

રસૂલુલ્લાહ ﷺનું ફરમાન 'કૌલી હદીસ', આપ ﷺનો અમલ 'ફઅ્લી હદીસ' અને આપ ﷺની પરવાનગી 'તકરીરી હદીસ' કહેવાય છે.

**મુતવાતિર**
જે હદીસના રાવી દરેક જમાનામાં એટલી સંખ્યામાં હોય જેમનું જૂઠ પર એકત્ર થવું સંભવ ન હોય તે 'મુતવાતિર' કહેવાય છે.

**આહાદ**
જે હદીસમાં રાવી સંખ્યામાં મુતવાતિર હદીસના રાવીઓથી ઓછા હોય 'આહાદ' કહે છે. 'આહાદ'ના ત્રણ પ્રકાર છે.

**મૌકૂફ**
જે હદીસમાં સહાબી રસૂલુલ્લાહ ﷺ નું નામ લીધા વગર હદીસ વર્ણવે અથવા પોતાનો વિચાર વ્યક્ત કરે 'મૌકૂફ' કહે છે.

**મરફૂઅ**
જે હદીસમાં સહાબી રસૂલુલ્લાહ ﷺ નું નામ લઈને હદીસ વર્ણવે 'મરફૂઅ' કહે છે.

**મકબૂલ**
જે હદીસમાં રાવીઓની સચ્ચાઈ અને પ્રમાણિકતાને સૌ માનતા હોય અર્થાત્ સ્વીકૃત હોય 'મકબૂલ' કહે છે.

**ગૈરમકબૂલ**
જે હદીસમાં રાવીઓની સચ્ચાઈ અને પ્રમાણિક્તા શંકાસ્પદ હોય 'ગૈરમકબૂલ' કહે છે.

**સહીહ**
જે હદીસમાં રાવીઓ વિશ્વાસુ, પરહેઝગાર અને ભરોસાપાત્ર યાદશક્તિના માલિક હોય અને સનદની રીતે મુત્તસિલ એકબીજાથી જોડાયેલ) હોય 'સહીહ' કહેવાય છે.

**હસન**
જે હદીસના રાવીઓ સહીહ હદીસના રાવીઓની તુલનામાં યાદશક્તિમાં નબળા હોય, બાકીની શરતો સહીહ હદીસની જેમ હોય 'હસન' કહેવાય છે.

| દરજ્જા-૧ | દરજ્જા-૨ | દરજ્જા-૩ | દરજ્જા-૪ | દરજ્જા-૫ | દરજ્જા-૬ | દરજ્જા-૭ |
|---|---|---|---|---|---|---|
| જેને બુખારી અને મુસ્લિમ બંનેએ રિવાયત કરી હોય. મુત્તફિક અલયહ | જેને ફક્ત બુખારીએ રિવાયત કરી હોય. | જેને ફક્ત મુસ્લિમે રિવાયત કરી હોય | જેને બુખારી અને મુસ્લિમની શરતો મુજબ કોઈ અન્ય હદીસવેત્તાએ રિવાયત કરી હોય. | જેને ફક્ત બુખારીની શરતો મુજબ કોઈ અન્ય હદીસવેત્તાએ રિવાયત કરી હોય. | જેને ફક્ત મુસ્લિમની શરતો મુજબ કોઈ અન્ય હદીસવેત્તાએ રિવાયત કરી હોય. | જેને બુખારી અને મુસ્લિમની શરતો સિવાય કોઈ અન્ય હદીસવેત્તાએ સહીહ સમજી હોય. |

**ઝઈફ**

| મુઅલ્લક | મુન્કતઅ | મુર્સલ | મઅઝલ | મૌઝૂઅ | મતરૂક | સાઝ | મુન્કર |
|---|---|---|---|---|---|---|---|
| જે હદીસનો એક કે તમામ બાવીઓ સનદની શરૂઆતથી મુન્કતઅ હોય. | જે હદીસનો એક કે તમામ રાવીઓ જુદી-જુદી જગ્યાએથી મુન્કતઅ હોય. | જે હદીસનો રાવી છેલ્લી સનદથી સાકિત હોય, અર્થાત્ તાબઈ પછી સહાબીનું નામ ન હોય. | જે હદીસના બે કે બેથી વધારે રાવીઓ એક સાથે સનદના દરમ્યાનથી મુન્કતઅ હોય. | જે હદીસના રાવીનું હદીસના મામલામાં જૂઠ બોલવાનું સાબિત હોય. | જે હદીસના રાવી પર જૂઠનો આરોપ લાગે, પરંતુ હદીસના મામલામાં જૂઠ સાબિત ન હોય. | એક વિશ્વાસુ રાવી પોતાનાથી વધારે વિશ્વાસુ રાવી અને નિયમનો વિરોધ કરે. | જે હદીસને રાવી વહેમી કે ફાસિક કે બિદઅતી હોય. |

● જે હદીસના રાવી દરેક જમાનામાં બેથી વધારે રહ્યા હોય તેને 'મશહૂર' કહે છે. ● જેના રાવી કોઈ જમાનામાં ઓછામાં ઓછા બે રહ્યા હોય તેને 'અઝીઝ' કહે છે. ● જે હદીસના રાવી કોઈ જમાનામાં એક રહ્યો હોય તેને 'ગરીબ' કહે છે.

## —: પુસ્તકોના સંદર્ભમાં પરિભાષાઓ :—

૧. સિહાહ સિત્તહ : હદીસના છ પુસ્તકો : (૧) બુખારી (૨) મુસ્લિમ (૩) અબૂ દાઊદ (૪) તિરમિઝી (૫) નસાઈ, અને (૬) ઈબ્ને માજાને પ્રમાણિતતાના કારણે 'સિહાહ સિત્તહ' કહેવામાં આવે છે.

૨. જામેઅ : જે હદીસમાં ઈસ્લામના તમામ વિષયો-અકાઈદ, આદેશો, તફસીર, જન્નત-જહન્નમ વગેરે હોય 'જામેઅ' કહે છે.

૩. સુનન : જે પુસ્તકમાં માત્ર આદેશો વિશે હદીસો એકત્ર કરવામાં આવી હોય 'સુનન' કહે છે. જેમ કે સુનન અબી દાઉદ.

૪. મુસ્નદ : જે પુસ્તકમાં ક્રમવાર દરેક સહાબીની હદીસો એકત્ર કરી દેવામાં આવી હોય 'મુસ્નદ' કહે છે. જેમ કે મુસ્નદ અહમદ.

૫. મુસ્તખરજ : જે પુસ્તકમાં એક પુસ્તકની હદીસો કોઈ અન્ય સનદથી રિવાયત કરવામાં આવી હોય 'મુસ્તખરજ' કહે છે. જેમ કે મુસ્તખરજ અલ ઈસ્માઈલ અલ બુખારી.

૬. મુસ્તદરક : જે પુસ્તકમાં એક હદીસવેત્તાએ નક્કી કરેલ શરતો અનુસાર એવી હદીસો એકત્ર કરવામાં આવી હોય જેનો ઉલ્લેખ એ હદીસવેત્તાએ પોતાના પુસ્તકમાં ન કર્યો હોય 'મુસ્તદરક' કહે છે. જેમ કે મુસ્તદરક હાકિમ.

૭. અરબઈન : જે પુસ્તકમાં ચાળીસ હદીસો એકત્ર કરવામાં આવી હોય 'અરબઈન' કહે છે. જેમ કે અરબઈન નવવી.

